# કલ્યાણ ગ્રંથાવલિ

## પ્રથમ પુસ્તક

સંતનાં સંસ્મરણો કિંમત રૂ. ૧-૦-૦

પાકુંપૂઠું ૧-૪-૦

## બીજું પુસ્તક

ગુજરાતના જાણીતા લેખકની ટૂંકી

.........નવલિકાઓ.........

## ત્રીજું પુસ્તક

ભાવવાહિ સુંદર શિષ્ટ નવલકથા

(નામો આવતા પુસ્તકમાં જાહેર થશે)

:: એ સિવાય ::

કેટલાક લેખક મિત્રો

શ્રી. હિમતલાલ ચુ. શાહ. શ્રી. રમણીક કિશનલાલ. મહેતા. શ્રી. રઘુનાથ કદમ. શ્રી. ઐયુબખાન ખલીલ. શ્રી. જમિયત કૃ. પંડ્યા. !! !! !! !! !! !!

કલ્યાણના ગ્રંથો વિના તમારા

કુટુંબને નહિ જ ચાલે

:: ગ્રાહક થવા લખો ::

કલ્યાણ પ્રકાશન મંદિર.

ધી કાંટા રોડ અમદાવાદ.

## ∴ ∴ ∴ પરિચય ∴ ∴ ∴

'સંતનાં સંસ્મરણો' લઇને ગૂજરાત સમક્ષ આવતાં મને આજે આનંદ થાય છે અને એ 'કલ્યાણ પ્રકાશન મંદિર'ની 'કલ્યાણ ગ્રંથાવલિ'ના પ્રથમ મણકા તરીકે પ્રસિદ્ધ થયું છે: એનાથી આજની પ્રકાશન સંસ્થાઓમાં એક આંકડો વધે છે.

૧૯૩૦ માં નવયુગ પુસ્તક ભંડાર સાથે જોડાઇને લીલાવતી ગ્રંથમાળા દ્વારા ગૂજરાત સાથે પરિચયમાં આવ્યો.

૧૯૩૪ માં તેમાંથી નિવૃત્ત થઇ મારા જૂના મિત્ર તથા ભાઇનો સાથ સાધી નવચેતન સાહિત્ય મંદિરનું સ્થાપન કીધું. ૧૯૩૭ માં તે સંસ્થા તથા તેની ગ્રંથમાળા એ બંનેના હાથમાં સોંપી તેમાંથી નિવૃત્ત થયો. આજે તે મિત્ર-ભાઇ સંસ્થા અને તેની ગૃહલક્ષ્મી ગ્રંથમાળા ચલાવી રહ્યા છે, એ મારે માટે ગૌરવની વસ્તુ છે.

અને આજે ૧૯૪૦ માં વળી પાછો 'કલ્યાણ પ્રકાશન મંદિર' અને 'કલ્યાણ ગ્રંથાવલિ' લઇને ગૂજરાત સમક્ષ ઉભું છું.

દસ દસ વર્ષથી ગૂજરાતે મ્હારા પ્રતિ મીઠી નજર રાખી છે તેવી રીતે મારા આ શરૂ થતા નવા કાર્ય પ્રતિ પણ રાખશે એમ ઇચ્છું છું અને ગૂજરાતનો સાથ માગું છું.

**વાડીલાલ શાહ**

સંચાલક : કલ્યાણ પ્રકાશન મંદિર

વર્ષ ૧ લું ∴ કલ્યાણ ગ્રંથાવલિ ∴ પુસ્તક ૧ લું

# સંતનાં સંસ્મરણો

મિસિસ પોલકના

**MR. GANDHI : THE MAN**

ઉપરથી પ્રયોજક

શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર




કલ્યાણ પ્રકાશન મંદિર: ઘીકાંટા: અમદાવાદ

: પ્રકાશક :
વાડીલાલ હરખચંદ શાહ
કલ્યાણ પ્રકાશન મંદિર
ઘીકાંટારોડ : અમદાવાદ



છૂટક કિંમત

| કાચું પૂઠું | પાકું પૂઠું |
|---|---|
| રૂ. ૧-૦-૦ | ૧-૪-૦ |

: વાર્ષિક લવાજમ :

| | દેશમાં | પરદેશમાં |
|---|---|---|
| કાચું પૂંઠું | રૂા. ૪-૦-૦ | રૂા. ૬-૦-૦ |
| પાકું પૂંઠું | રૂા. ૫-૦-૦ | રૂા. ૭-૦-૦ |

: મૂદ્રક :
ચિમનલાલ ઈશ્વરલાલ મહેતા
:: વસંત પ્રીન્ટીંગ પ્રેસ ::
ઘીકાંટારોડ : : : અમદાવાદ

# ∴ ∴ ∴ પ્રયોજકનું વકતવ્ય ∴ ∴ ∴

મિસિસ પોલક રચિત ' Mr. Gandhi : the Man ' ઉપરથી આ નાનું પુસ્તક યોજાયું છે.

મૂળ યોજના એવી હતી કે મહા પુરુષોના સ્મરણોની એક માળા–' સ્મરણ માળા 'ના નામથી–પ્રગટ કરવી અને તેના પહેલા પુસ્તક તરીકે આ પુસ્તક આપવું. આ ઉદ્દેશથી માત્ર સ્મરણો પુરતો જ ભાગ આ પુસ્તકમાં લેવાગો છે. ઉપરની યોજના તો હાલ ખોરંભે પડી છે, પરંતુ તે માટે તૈયાર થયેલ આ પુસ્તક–તૈયાર થયા પછી લગભગ આઠ વર્ષે—ભાઇ વાડીલાલ શાહના સૌજન્યથી પ્રગટ થાય છે.

ભાઇશ્રી વાડીલાલે આ પુસ્તક પ્રગટ કરવાનો નિર્ણય તથા તેનું છાપકામ જે ત્વરાથી કર્યું તે બે વચ્ચે એટલો ઓછો સમય રહ્યો કે, આખું પુસ્તક ફરીથી તપાસી જવાનો, વચ્ચે મુકી દીધેલ ભાગો ઉમેરવાનો કે મુદ્રણ દોષો જોવાનો મને સમય જ મળ્યો નહિ. બીજી આવૃત્તિનો સુયોગ સાંપડશે તો તેમાં ઘટતા ફેરફારો કરવાની ધારણા છે.

અત્યારે તો જેવું લખાયેલ છે તેવું પુસ્તક જનતાના ચરણે ધરું છું.

વાંકાનેર
૧૯૯૬ ફાગણ વદી બીજ } છોટાલાલ માનસિંગ કામદાર

# મૂળ લેખિકાની પ્રસ્તાવના

મી. ગાંધી વિશ્વ વિખ્યાત વ્યક્તિ થયા ત્યારથી, છેલ્લા થોડાં વર્ષો દરમિયાન, મારા પતિને તથા મને મળનારા લોકોએ મી. ગાંધી સાથેનો અમારો જુનો નિકટનો સંબંધ જાણતા હોવાથી, તેના સંબંધી અમને પ્રશ્નો પૂછ્યા છે. " તમે તેનું ગૃહજીવન જાણતા હતા. મનુષ્ય તરીકે તે કોના જેવા હતા? તે સમયમાં તે પરિસ્થિતિને કેવી રીતે અનુકૂળ થતા હતા?

૯

તેમની—ત્યાર પછીના વિચારો તથા કાર્યોનું મૂળ. તેના તે સમયના વિચારો તથા પ્રવૃત્તિમાં શોધી શકાય છે ખરું?"

પરિણામે જે ચર્ચા ચાલી તેના પરિપાકરુપ આ પાનામાં આલેખાયેલાં પ્રસંગો તાજાં થયાં. વારંવાર એવી ટીકા થતી હતી કે "તમે આ પ્રસંગોને કેમ લખી લેતા નથી ? પણ તેમ કરવાની મેં હમેશાં ના પાડી હતી. પ્રગટ કરવાથી મૈત્રીની અંગત વાતચિતની પવિત્રતાનો ભંગ થવાનું મને લાગતું હતું. પણ ત્યાર પછી આત્મકથા પ્રગટ થઇ. મી. ગાંધીએ પોતાના વિચારો તથા અનુભવ પરનો પડદો ઉપાડી લેતા આનાકાની કરી નહોતી તે જાણીને મને આઘાત થયો. તે સમયના મારા પોતાનાં સ્મરણોની નોંધ પ્રગટ કરવામાં મારે બહુ લાગણી પ્રધાન ન થવું એમ મને લાગ્યું.

એકાદ વર્ષ પહેલાં, કેટલાક જુના કાગળો તથા પત્રો વાંચતાં, મારા પર મી. ગાંધીએ લખેલા કેટલાક પત્રો મને મળી આવ્યા. શરુઆતનાં વર્ષોમાં બનેલા બનાવોની ટુંકી નોંધ પણ મળી આવી. મેં તે નોંધો ભેગી કરી અને તે ક્રમબંધ લખવાનો વિચાર મને ઉદ્દભવ્યો.

થોડા સમય પછી કેટલાક અમેરિકન મિત્રો સાથે મહાત્માજી સંબંધી વાત થતાં, મારાં સ્મરણો છપાવવાની મને ફરીથી વિનંતિ કરવામાં આવી. જે વ્યક્તિ મારે મન પહેલાં, મહાત્મા, સંત કે ચાણક્ય બુદ્ધિ રાજનીતિજ્ઞ નહોતી. પરંતુ મહાન પ્રેમાળ મનુષ્ય–તેણે મારા પ્રતિ તથા મારા પતિ પ્રત્યે જાતિ, વર્ણ અને સમયાતીત પ્રેમ દર્શાવ્યો હતો.

મેં જવાબ આપ્યો કે "હું સૂચનાપર વિચાર ચલાવું છું."

મને જવાબ મળ્યો કે "જરુર વિચાર કરો. તમે તેનાં જે સ્મરણો યાદ કરીને લખશો તેમાં ખૂબ રસ પડશે તેમ હું વચન આપું છું."

પરિણામે આ નાનું પુસ્તક લખાયું.

આ પુસ્તકમાં નોંધ કરવામાં આવેલ વાતચિત શબ્દશઃ અથવા તો ક્રમશઃ નથી. પરંતુ દરેક વાતચિતના અગત્યના પ્રસંગો તેના મી. ગાંધીના જ શબ્દોમાં છે. બીજા પ્રસંગો બની શકે તેટલી ચોક્કસાઇથી નોંધવામાં આવ્યા છે. કદાચ તે અક્ષરશઃ તદ્દન સાચાં ન હોય તો પણ ભાવની દૃષ્ટિએ તો સાચાં જ છે. આ ઉપરાંત, અલબત્ત, દરેક બાબતની અમારા વચ્ચે ચર્ચા ચાલતી હતી.

બનાવો ખરેખર બનેલા છે. મી. ગાંધી સિવાય બીજાઓ જે બનાવોમાં સંકળાયેલા હોય તેવા થોડા કિસ્સામાં મેં નામ તથા ગોઠવણમાં સહજ ફેરફાર કર્યો છે. જેથી કરીને તે બનાવોમાં તેઓએ લીધેલ ભાગ માટે તેમને દુઃખ ન થાય. વળી તેઓની જાણ તથા સંમતિ સિવાય તેઓ આપેલ બનાવોમાં દેખાવ દે છે.

છેલ્લે માત્ર એટલું જ ઉમેરવાનું રહે છે કે, આ પછીના પૃષ્ટોમાં દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ સંબંધી ઘણા ઉલ્લેખો આવશે, ત્યાં મેં તે સંબંધી ચાલેલ રાજકીય ચર્ચાને છોડી દેવાનો ખાસ કરીને યત્ન કર્યો છે. તેથી કરીને વાંચકનું ધ્યાન મહાન વ્યક્તિ પર કેન્દ્રિત થાય.

લંડન, જુલાઇ ૧૯૩૧ — મિલિ ગ્રેહામ પોલક

જેનાં સ્મરણો આ પુસ્તકમાં આલેખાયલાં છે

તે



# વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજીના ચરણે

૭

When I think of Rolland, I think of Tolstoi. When I think of Lenin, I think of Napolean Bonapart. When I think of Gandhi think of Jesus Christ. He lives his life; he speaks his word; he suffers, strives, and will some day nobly die, for his kingdom upon earth.

× × ×

To-day, as in the olden time, it is no longer a question as to whether Christ is hear or not. It is a question only of who will recognise and follow him.

Rew. J. H. Holmes.

× × ×

રોલેંડનો વિચાર ઉદ્ભવતાં જ મને ટૉલ્સ્ટૉયની મૂર્તિનું સ્મરણ થાય છે; લેનિનની યાદ સાથે નેપોલિયન દેખાવા લાગે છે, અને ગાંધીનો વિચાર આવતાં જ મારા મનઃચક્ષુ સમીપ મૂર્તિમંત ઈસુખ્રિસ્ત ઉભા રહે છે. એમનામાં ખ્રિસ્તની જીવનયાત્રાની પુનરાવૃત્તિ દૃષ્ટિગોચર થવા લાગે છે. ખ્રિસ્તના શબ્દ પુનઃ ગાંધીના મુખદ્વારા આબેહુબ સંભળાવા લાગે છે. ખ્રિસ્તના માફક જ ગાંધી દેહદંડ ભોગવે છે. મનુષ્યજાતિ ઉન્નતિ પંથે ચઢે તે માટે ખ્રિસ્ત પ્રમાણે જ તે સ્વજીવનને પીલી રહ્યા છે અને મહાત્મા ગાંધી આ પૃથ્વીપર સ્વર્ગીય સામ્રાજ્ય સ્થાપવાનો ઉદ્યોગ કરતા કરતા જ વીરને ઉચિત એવી સ્થિતિમાં દેહત્યાગ કરશે.

× × ×

પ્રાચીન કાળની માફક, આજે પણ પ્રશ્ન એ નથી કે, ખ્રિસ્ત આ જગતમાં છે કે નહિ. પ્રશ્ન માત્ર એટલો જ કે તેને કોણ ઓળખી શકે છે તથા કોણ તેના અનુયાયી થાય છે.

રેવ. જે. હોમ્સ.

∴ ∴ ∴ ∴ ∴ ૧

૧૯૦૫ માં મહાત્માગાંધી સાથે હું પહેલવહેલી સંબંધમાં આવી. હું લંડનમાં હતી અને મારા ભાવિ પતિ મી. હેન્રિ એસ. એલ. પોલકની સાથે લગ્ન કરવા હું તરત જ દક્ષિણ આફ્રિકા જવા ધારતી હતી. મી. ગાંધી તે વખતે જોહન્સબર્ગમાં સોલીસીટર તરીકે ધંધો કરતા હતા અને મી. પોલક તે વખતે તેને ત્યાં 'આર્ટીકલ્ડ' (શરતથી બંધાયેલા) હતા.

થોડા વખતથી મારી તબિયત બરાબર રહેતી નહોતી અને તેથી મારા દક્ષિણ આફ્રિકા જવાના ખબર મારા ભાવિ પતિના પિતાને પડતાં સંસ્થાનની સખત જીંદગી ગાળવા જેટલી મારી તબિયત બરાબર ન હોવાનું તે ધારતા હોવાથી લગ્ન અચોક્કસ વખત માટે મુલતવી રાખવા પોતાથી બનતું કરવા ગાંધીને લખ્યું. આના તથા ત્યાર પછીના પત્રના મી.

ગાંધીના જવાબથી મારો તેની સાથે સંબંધ બંધાયો. મારા જીવનમાં તેનું સ્થાન એક હેતાળ ભાઇનું થયું. મનુષ્યની સહૃદયતા તે પત્ર બતાવતો હતો.

મી. પોલકના પિતાને તેણે લખ્યું કે "જો તે યુવાન બાઈની તબિયત લંડનમાં બરાબર રહેતી ન હોય તો તો તેણે જલદીથી દક્ષિણ આફ્રિકા આવવું જોઇએ કેમકે ત્યાં પ્રેમભરી સંભાળ, સુંદર હવાપાણી અને સાદા જીવનથી તેને જોઇતું શારીરિક બળ મળી રહેશે." મને તેણે લખ્યું કે "તમારા આંહી આવવાથી અમને ખૂબ આનંદ થશે, તમારી દરેક જાતની સંભાળ લેવાશે. ને તમારા ભાવિ પતિ તો અમારા કુટુંબના માણસ છે."

અમારી વચ્ચે બે ત્રણ મૈત્રીભર્યા પત્રની આવજા થઇ. અને પછી ૧૯૦૫ના ડીસેમ્બરની ૩૦મી તારીખે સવારના ૬ વાગ્યે હું જોહન્સબર્ગના જેપ સ્ટેશને ઉતરી. ત્યાં મી. ગાંધી અને મી. પોલક પ્લેટફોર્મપર મારી રાહ જોતા ઉભા હતા.

× × ×

મને ખબર પડી કે ઘરમાં મી. ગાંધી, તેના પત્ની અને ત્રણ પુત્રો—અગિયાર વર્ષનો મણિલાલ, નવ વર્ષનો રામદાસ અને છ વર્ષનો દેવદાસ—તાર ખાતાનું કામ કરતો એક યુવાન અંગ્રેજ, મી. ગાંધીની દેખરેખ નીચે રહેતો એક હિંદી અને મી. પોલક હતા. મારા આવવાથી ઘરમાં રહેવાની સગવડનો પુરો ઉપયોગ થઈ રહ્યો.

ટ્રાન્સવાલમાં જાતિભેદ કેટલો સખત હતો તેનો મને તે દિવસે સવારે મોડેથી પહેલો અનુભવ થયો. કાયદા પ્રમાણે

અમારા લગ્નની જાહેરાત મૅજીસ્ટ્રેટની ઑફિસમાં કરવામાં આવી હતી અને અમે જ્યારે લગ્નક્રિયા માટે લગ્નના રજીસ્ટ્રાર પાસે હાજર થયા ત્યારે બધું બરાબર હોવાનું અમે ધારતા હતા. જરુર પડતી વિગતો લઇને તે થોડા વખત સુધી અમારી પાસેથી ચાલ્યો ગયો ત્યારે અમને નવાઇ લાગી. શનિવારનો દિવસ હોવાથી ઑફિસ બપોરે બંધ થતી હોવાથી અમને કંઈક ચિંતા થઈ તેથી ઢીલના કારણની તપાસ કરવા મી. ગાંધી વડા ન્યાયાધીશની કોર્ટમાં ગયા. વડા ન્યાયાધીશ કેટલાક વર્ષો થયાં તેના અંગત મિત્ર હતા. તે થિઓસોફિકલ સોસાયટીના સભ્ય હતા. તેની સાથે મી. ગાંધીએ હિંદુ તત્વજ્ઞાન વિષે ખૂબ વાંચ્યુ હતું. જોકે પોતે થિઓસોફીસ્ટ નહોતા પણ ઘણા થિઓસોફીસ્ટ તેના મિત્રો હતા. તે વખતના શાંતિમય વાતાવરણમાં પ્રસંગોપાત તે થીઓસોફિકલ લૉજમાં ભાષણો આપતા.

ટ્રાન્સવાલના કાયદા હેઠળ શ્વેત અને કાળી વ્યક્તિ વચ્ચે લગ્ન થઈ શકે નહિ તેથી રજીસ્ટ્રારે અમારા લગ્નના કાયદેસરપણા માટે વાંધો ઉઠાવ્યો હતો તેમ મી. ગાંધીને આશ્ચર્ય વચ્ચે ખબર પડી. આવાં લગ્ન નોંધનાર લગ્ન અધિકારી પણ સખત સજાને પાત્ર થતો હતો. મી. ગાંધી અને હિંદીકોમ સાથેના મી. પોલકના અતિસહવાસને અંગે તેણે ધારી લીધું કે મી. પોલક ‘ કાળા ’ હોવા જોઇએ! સામાજીક સંબંધોમાં સખ્ત પ્રતિબંધની જાતીય માન્યતાને લઈ કોઈ તેમ કરવાની હિંમત ન કરે તેવો વિચાર તેને સુઝયો નહોતો. સદ્ભાગ્યે મી. ગાંધીએ ન્યાયાધીશને ખાત્રી આપી

કે "બે વર્ષ પહેલાં હું મી. પોલકના પિતાને દક્ષિણ આફ્રિકામાં મળ્યો હતો. અને હું ખાત્રી આપું છું કે આ લગ્નમાં કશો કાયદાભંગ થતો નથી." તેથી અમે બન્ને શ્વેતવર્ણી છીએ તે પાયાપર, ધર્મપિતા તરીકે મી. ગાંધીની હાજરીમાં હું અને મી. પોલક લગ્નથી જોડાયા. આ ઢીલની ખબર અમને છેક મોડેથી પડી. મી. ગાંધીએ ધીમેથી હસતાં હસતાં મને આ ખબર આપ્યા હતા.

× × ×

મિસિસ ગાંધીને અંગ્રેજી બહુ ઓછું આવડતું હોવાથી અમારી વાતચિતમાં તે ભાગ લેતા નહિ અને પહેલે દિવસે તો મેં તેમને બહુ થોડા જોયા. પણ પછી તરતજ અમે એકલા પડયા કેમકે મી. ગાંધી તથા મારા પતિ ઑફિસે ગયા. અમે કંઈક વાતચિત કરવાનો યત્ન કરતા. થોડા વખતમાં તેનું અંગ્રેજી સુધર્યું અને પછી મારી સાથે જરા છૂટ થતાં, અમારા થોડા યુરોપિયન મિત્રોને મળવા સાથે જતાં જયાં તે વાતચિતમાં ભાગ લેતા. ઉદારતા મી. ગાંધીનો સ્વભાવ થઈ પડી હતી. મિત્રોમાં તથા જે હિંદી કોમ મારા પતિને માનથી જોતી હતી તેમાં હું જાણીતી થાઉ તે હેતુથી શનિવારે એક '**એટહોમ**' કરવાનું નક્કી કરવામાં આવ્યું. સ્વાગતના બે ઓરડાઓ માટે જોઇતું ફર્નિચર ખરીદવાની મને છૂટ આપવામાં આવી. તથા પચાસ મિજમાનો માટે નાસ્તાની ગોઠવણ કરવાનું મને કહેવામાં આવ્યું. ઘરમા ગલાબ નામનો એક ભલો હિંદુ નોકર હતો. તે આ મીજમાની માટે તૈયારી કરવામાં તે મશગુલ હતો. આગલા ગુરુવારની રાત્રે તેને કંઈક

વિચાર આવતાં મી. ગાંધીને તેણે ગુજરાતી ભાષામાં કંઇક પૂછ્યું જેનો જવાબ તેણે હકારમાં આપ્યો. શુક્રવારે ગલાબે પોતાની યોજના અમલમાં મૂકી. તે યોજના શનિવાર માટે ભોજનનો ઓરડો ધોળવાની હતી. આ ઓરડો અમને આપવામાં આવનાર હોવાથી તેને અલંકૃત કરવાના મારા પતિના પ્રયત્નને લઇ તેની કલ્પના શક્તિ સતેજ થઈ અને આ નવીન કાર્યમાં તેણે ઝંપલાવ્યું પરંતુ અફસોસ! ઉત્સાહ અને અક્કલના વિષમ પ્રમાણને અંગે ભયંકર પરિણામ આવ્યું. બહુ સારા પ્રયત્નના પરિણામે સિલીંગ તથા ભીંતના કાગળો પર સરખો ચુનો લગાડવામાં આવ્યો.

તે સાંજે પાછા આવતાં ઓરડાની ચિત્રામણ જોઇને મી. ગાંધી ડઘાઇ ગયા. તે ગલાબના કહેવાનો પુરતો અર્થ સમજ્યા નહોતા. ખભા હલાવીને તેણે તરત જ પોતાના આગલા સેક્રેટરીના પતિ—જે ઘર શણગારનાર હતા—ને તેડાવ્યા અને બીજે દિવસે ખાણા પહેલાં ઓરડામાં કાગળો બરાબર ચોડાઈ રહે તેવી ગોઠવણ કરી. પણ બધું ફર્નિચર બરાબર મુકાઇ રહે ત્યાર પહેલા અમારા પહેલા મહેમાન આવી પહોંચ્યા. હું અંદરની તૈયારીમાં પડેલ હોવાથી મારી ગેરહાજરીનું કારણ મી. ગાંધીએ મિત્રોને સમજાવ્યું. તેઓને આ વાત સાંભળી ઘણી રમુજ પડી.

થોડા દિવસોમાં તો અમે બધા અમારા નવીન જીવનમાં ગુંચવાઇ ગયા; સવારમાં સાડા ૭ વાગ્યે ઘરના બધા પુરુષો ઘઉં દળવા માટે ભેગા થતા. રોટ્ટી ઘેર જ બનાવાતી. આ કાર્ય માટે એક મોટી ઘંટી કોઠારમાં ગોઠવી હતી. દળવામાં

હમેશાં પંદરથી ત્રીશ મિનિટ લાગતી. આ કાર્યને તેની બીજી ઉપયોગિતાને મહત્વ ન આપતા સવારની કસરત તરીકે ગણવામાં આવતું હતું. દળવાના અવાજ સાથે વાતચિત અને હસાહસ ચાલતી કેમકે તે વખતમાં ઘરમાં હસવું સામાન્ય હતું. બીજી કસરત કુદવાની હતી જેમાં મી. ગાંધી બહુ કુશળ હતા.

× × ×

હું દક્ષિણ આફ્રિકામાં બે મહિના રહી હોઈશ, ત્યાં એક સાંજે મારા પતિને ચીડવાયેલા ઘેર આવતા જોઇને હું મૂંઝાણી. મારી કંઈ ભૂલચુક થઈ હશે તેમ માની હું બધી સંભવિતતાનો વિચાર કરી ગઈ પણ જ્યારે મને ખબર પડી કે મારા પતિ મી. ગાંધી સાથે બોલતા નથી ત્યારે મને મારા સંબંધી ચોક્કસ ખાત્રી થઈ. ભોજનનો સમય સામાન્યતઃ આનંદી નીવડતો તે શોકમય થઇ પડયો. તે સાંજે કુટુંબ એકલું હોવાથી શોકના વાદળને દૂર કરવાનું કશું બન્યું નહિ. ભોજન પછી હું અજાયબ થતી મારા પતિ પાછળ ઓરડામાં ગઇ.

મેં પૂછ્યું " શું થયું છે ? તમે આટલા ચીડાયેલા કેમ લાગો છો ? "

તેણે મને કહ્યું કે " ટ્રાન્સવાલના વેપાર અને હિંદીઓના વસવાટ સંબંધી તદ્દન વાહિયાત આક્ષેપો એક વિશાળ ફેલાવો પામેલા અંગ્રેજી માસિકમાં એક દક્ષિણ આફ્રિકાના પત્રકારે પ્રગટ કરાવ્યા હતા અને મી. ગાંધી તે બાબતમાં કંઈ કરવા માગતા નથી. વસ્તુતઃ લેખકે કરેલા વાહિયાત અને નુકશાન પહોંચાડે તેવા આક્ષેપોનો રદીઓ દેવાને તે

ના પાડે છે આવા લેખથી ઇંગ્લંડમાં શું નુકશાન થશે તે તે સારી રીતે જાણે છે."

મેં મારા પતિ પ્રત્યે સહાનુભૂતિ બતાવી પણ મને લાગ્યું કે તે વસ્તુસ્થિતિને અતિશયોક્તિ ભરી નજરે જોતા હોવા જોઇએ. તે લેખ સંબંધી ચિંતા કરવાનું મી. ગાંધીને જરુરી ન લાગે તો પછી તેણે તેને શા માટે મહત્વ આપવું? હું રાજકીય ક્ષેત્રમાં તથા તેની ગલીકુંચીમાં લગભગ નવા નિશાળીયા જેવી હતી અને જાતિભેદના પ્રશ્નથી તો તદ્દન અજાણ હતી, તેથી આ બાબત માટે મારા પતિ આટલી ધાંધલ શા માટે કરે છે તે હું સમજી શકી નહિ.

આ રીતે ચાર દિવસો વીતી ગયા. તેમાં કામ અગર સભ્યતા ખાતર જ મારા પતિ મી. ગાંધી સાથે બોલતા હતા. સાંજે અમે ઓરડામાં એકલા બેસતા અથવા ઘરની ઓસરીમાં ફરતા હતા.

અમે બધા આવા વાતાવરણથી મૂંઝાતા હતા. મિસિસ ગાંધીએ મને પૂછ્યું. "પોલકને શું થયું છે? તે કેમ ગુસ્સામાં દેખાય છે?"

મેં જવાબ આપ્યો. "તેને બાપુપર ગુસ્સો ચડયો છે."

"બાપુ પર શા માટે? બાપુએ શું કર્યું છે?"

"તેણે કાંઇ કર્યું નથી અને તેથી જ હેન્રિ તેના પર ગુસ્સે થયેલ છે." મેં તેને વાત સમજાવવાનો યત્ન કર્યો. આ ચાર દિવસોમાં મેં તે વાત વિષે એટલું બધું સાંભળ્યું હતું કે તે વિષય પર હું મારા પતિના વિચારો જાણી શકી હતી.

મેં મારું બોલવાનું પૂરૂં કર્યું ત્યારે તેણે ધીમેથી 'હં, હં,' કહ્યું. એક યા બીજી તરફ તેનો અભિપ્રાય તેણે દર્શાવ્યો

નહિ. બાપુ ઉપર મી. પોલક ચીડાયા તે માટે તે જરાપણ દીલગીર કેમ નહોતા તેવી મારા મનમાં શંકા ઉદ્દભવી. તે પોતે પણ તેના પર કોઈવાર ચીડાતા અને તેથી બીજી વ્યક્તિ–જેને તેના પર ખૂબ લાગણી હતી તે ચીડાય–તેથી પોતાનો ગુસ્સો વાજબી હોવાનું લાગ્યું.

આખરે જ્યારે અમે ભોજનના ઓરડામાંથી જતા રહેતા હતા ત્યારે મી. ગાંધીએ મારા પતિને પાછા બોલાવ્યા.

તેણે કહ્યું "હું તમારી સાથે વાત કરવા માગું છું. મેહેરબાની કરી જરા સબુર કરો."

બીજાઓ ઓરડામાંથી ગયા કે તરત જ તે મારા પતિને સમજાવવા લાગ્યા.

"તમને શું થયું છે? તમે કેમ ચીડાયેલા લાગો છો?"

મારા પતિએ જવાબ આપ્યો "શું કારણ છે તે તમે બરાબર જાણો છો."

"ગમે તેમ, પણ મને વાત કરો. મારા પર શા માટે તમે ગુસ્સે થયા છો?"

"—માસિકમાં ન—ના લેખ પ્રત્યે તમારી વર્તણુંક."

"પણ તે માટે તમારે શા માટે ચિંતા કરવી જોઇએ?"

"કેમકે તમે જાણો છો તેમ તે જુઠાણાથી ભરપુર છે."

"તે ખોટો હોવાનું આપણે જાણીએ છીએ તો પછી તેનું શું છે?"

મારા પતિએ ગુસ્સે થઈ કહ્યું. "એટલે જ બધી બાબત છે. આવા લેખને એમને એમ ચાલવા દેવાનો તમને જરાપણ હક્ક નથી. તે અસત્યથી ભરપુર છે તેમ બીજા લોકો જાણતા નથી. જો તમે પ્રકાશ ન પાડો તો તેઓ

કેવી રીતે જાણી શકે ? આવી જ હકીકતોથી અહીંની પરિસ્થિતિ મુશ્કેલ અને અસહ્ય બને છે. હિંદી કોમના હિતાર્થે લોકોએ સત્ય જાણવું જોઇએ તે તદ્દન જરુરી છે."

"તમે મારી પાસે શું કરાવવા માગો છો ?" મી. ગાંધીનો અવાજ નરમ બન્યો.

મારા પતિએ કહ્યું "અલબત્ત તમે જે લખો તેની સાબીતી માટે આંકડા આપીને તેનો રદીઓ આપો. બીજા કોઈ કરતાં તમે તે બાબત વધારે જાણો છો. આંકડા તો તમારી આંગળીના ટેરવા પર છે. છેવટે તો તે તમારો જ પ્રશ્ન છે !"

મી. ગાંધીએ કહ્યું "તમે પણ આંકડા જાણો છો."

"અલબત્ત, હું જાણું છું. જે કોઇ મહેનત કરે તેને તે મળી શકે. તેથી જ ન—ને ખોટા પાડવાનું સહેલું છે."

દલીલોનો પ્રવાહ અટકયો. પછી મુશ્કેલ પ્રશ્નનો ઉકેલ જડી આવ્યો હોય તેમ મી. ગાંધીએ આનંદથી કહ્યું "વારુ જો તમને એટલું બધું લાગી આવતું હોય તો તમે પોતે જ લેખ કેમ લખતા નથી ?"

તોફાનના વાદળાં વિખરાઇ જઇ વાતાવરણ ફરીથી સ્વચ્છ બન્યું. યોગ્ય વખતે લેખ લખાઈને છપાયો અને તે કેટલાક સમય સુધી તે વિષય પર આધારભૂત ગણાયો. હિંદના જાહેરજીવનમાં મારા પતિ જાણીતા થયા. કેમકે હિંદમાં તે, વર્તમાન પત્રોમાં ફરીથી ઉતારાયો હતો.

× × ×

આ બનાવથી વર્તમાનપત્રનો બીજો બનાવ મને યાદ આવે છે. દક્ષિણ આફ્રિકામાં મારા ગયા પહેલાં થોડા વખતે

તે બન્યો હતો પણ તે મેં એટલી વાર સાંભળ્યો કે તેની રજેરજ હું તરત જાણી ગઇ. આ બનાવ વિષે મી. ગાંધીને ખીજવવામાં મારા પતિને આનંદ આવતો અને હું ધારું છું કે તેમાંથી મી. ગાંધી પણ ખૂબ રમુજ મેળવતા. મારાપતિ મી. ગાંધી સાથે જોડાયા પછી તે બનાવ તુરત બન્યો હતો. મારા પતિ 'ઇંડિયન ઓપિનિયન' માટે ખાસ કાર્યકરતા હોવાથી પ્રેસિડન્ટ ક્રુગરની પાયદસ્તમાં હાજરી આપવા તથા વર્તમાનપત્ર માટે તેનો રિપોર્ટ લખવા તેને પ્રિટોરિયા જવાનું કહેવામાં આવ્યું.

મારા પતિ પાયદસ્તમાં ગયા અને ઘેર આવીને તેનું અસરકારક તથા તાદૃશ વર્ણન લખ્યું. આવો લેખ લખવા માટે તેને મનમાં મગરુબી ઉત્પન્ન થઇ હતી. પણ જયારે 'ઇંડિયન ઓપિનિયન'નો નવો અંક આવ્યો અને તેણે પોતાનો લેખ છપાયેલ જોયો ત્યારે તેની મગરુબીને આઘાત લાગ્યો. "તે મૃત્યુ પામ્યા ને દાટવામાં આવ્યા છે" તે પંક્તિ શરુઆત કરવા માટે તેને બહુ સારી લાગી હતી: પણ તેને બદલે આમ છપાયું. "તે મૃત્યુ પામ્યા છે ને તેને બાળવામાં આવ્યા છે." ભૂલ ન ગણતાં પણ મારા પતિના વર્તમાન પત્રમાં પ્રેસિડન્ટ ક્રુગર વિષે આવું લખાય તે તેની યાદગીરી પર અત્યાચાર થતો હતો. છાપાના ભૂતથી જાણીતા હોવાથી, મારા પતિએ મી. ગાંધી પાસેથી એવું વચન લીધું હતું કે છપાયા પહેલાં લેખોના પ્રૂફ તેમણે જોઇ જવા. મી. ગાંધી તે વખતે ડરબનમાં હતા. તેથી આ વિષે મારા પતિ ખૂબ ગુસ્સે થયા અને મી. ગાંધીપર આક્ષેપ યુક્ત પત્ર લખ્યો.

બધા લેખો પોતે જોઇ જવાનું વચન આપ્યા પછી આવી ભૂલ કેમ રહી જવા પામી તે તેણે પૂછાવ્યું હતું.

મારા પતિએ લખ્યું કે "બોર લોકોના સંકુચિત ધર્મ વિચારો તમે જાણો છો અને તેથી તેમના પ્રમુખને 'બાળવામાં આવેલ છે' તેમ લખીને તમે તેમની ધાર્મિક લાગણીને નકામી દુઃખાવી હશે. તે નર્કમાં ગયા છે તેમ કહેવા બરાબર તે છે. મેં તમને પ્રૂફ તપાસી જવાનું ખાસ કહ્યું હતું અને તમે તે આ રીતે સુધાર્યા!"

મી. ગાંધીને ખૂબ શોક થયો અને ભૂલ માટે અંતઃકરણની દીલગીરી દર્શાવી. ખુલાસામાં તેણે જણાવ્યું કે "મૃત્યુ પછી 'દાટવા' કરતાં 'બાળવા' સાથે અમારા લોકો વધારે પરિચિત હોવાથી આ વાકય સાચું હોવાનું હિંદુ કમ્પોઝીટરે ધાર્યું હશે. અને જો કે હું તે આખું વાંચી ગયો તો પણ તે ભૂલ મારી નજરે ચડી નહિ કેમકે મારા મનમાં પણ બાળવાનો વિચાર જ હશે. પરંતુ હું બીજા અંકમાં તે સુધારો દાખલ કરીશ." આમ કરવામાં આવ્યું અને તે ખુલાસાનો મારા પતિએ ખૂબ ઉપયોગ કર્યો; પણ ત્યારપછી પોતાના ખાસ લેખો માટે તેણે કદિ બીજાને જોખમદારી સોંપી નહિ.

∴ ∴ ∴ ∴ ∴ ૨

ઘણી ખરી માતાઓની માફક મિસિસ ગાંધી પોતાના બાળકો માટે મગરુબ હતાં અને તેઓ સારાં કપડાં પહેરે તેમ ઇચ્છતા હતા. તેના સિવાય ઘરમાં યુરોપિયન કપડાં પહેરાતાં અને તેથી નવા બૂટ કે નવા સુટની જરુર પડે અને મી. ગાંધી તે પર ધ્યાન ન આપે ત્યારે તે વારંવાર મને આવીને કહે કે " તમે બાપુને કહો " અને હું તે પ્રમાણે કહેતી.

આ માગણીને અંગે, હું જે વસ્તુની માગણી કરતી તે ખરી જરુરિયતની વસ્તુ છે કે કેમ તે વિષે મારે અને મી. ગાંધીને ઘણી ચર્ચા થતી. છોકરાઓએ અંગ્રેજી ફેશનના કપડાં તથા પાશ્ચિમાત્ય પદ્ધતિના બૂટ પહેરવા કે કેમ? તે તેનો પ્રશ્ન હતો. સમય અને સ્થળ મુજબ બાળકોને બધું આપવું જોઇએ, તે મારી દલીલ હતી. આ ચીજોની જરુરિયત વિષે

મી. ગાંધી ઘણીવાર શંકા બતાવતા અથવા તો કહેતા કે "છોકરાઓને વસ્તુની માલિકી મળે અથવા તો આત્માની સાદી જરુરિયત વિષે તેમના જ્ઞાન ઉપર આવરણ આવી પડે તે હું કદિ ઇચ્છતો નથી.

× × ×

એક સાંજે રમુજી બનાવ બન્યો. આની લાગતાવળગતા પર ખૂબ અસર થઈ અને નાના બાળકો સાથ વર્તવાની તથા તેમને આત્મસંયમ શીખવાની મી. ગાંધીની રીત દેખાઇ આવી. ઘણા નાના બાળકોની માફક એક નાનું બાળક જરા વધારે પડતું લોભી હતું. જે વસ્તુ તેને ગમે તેની વધારે માગણી તે કર્યા જ કરતું અને તેમ કરતાં કોઈ અટકાવે તો તે તોફાન કરતું અથવા તો હઠે ચડતું. મી. ગાંધીએ તેની સાથે દલીલ કરી જોઈ હતી પરંતુ બાળક તદ્દન નાનું હતું અને તેથી પિતાની દલીલે તેની ક્ષુધા પર કંઇ અસર કરી નહિ. આખરે, એક સાંજે બાપુએ કહ્યું "તને ઠીક પડે તેટલું તું ખા, તને કોઈ અટકાવશે નહિ." ભોજન ચાલતું હતું ત્યારે હમેશની રીત મુજબ ટેબલ પર બેસીને બાળકે બને તેટલું ખાધું અને પછી ટેબલ પર માથું મૂકી સૂઈ ગયું; અમે બધાએ ભોજન પૂરું કર્યું તોપણ ટેબલને સાફ કરવામાં આવ્યું નહોતું. એટલામાં બાળક ફરીથી જાગ્યું. મી. ગાંધીએ પૂછ્યું "કેમ હજુ વધારે ખાવું છે?" તેણે હા પાડી અને ખાવાનું ફરીથી શરુ કર્યું. બાળક ઉતાવળ ન કરે તેટલા ખાતર અમે વિવિધ વિષયો પર વાત કરતા ટેબલ પર બેસી રહ્યા. આખરે નાનું બાળક વધારે ખાઈ શકયું નહિ અને પેટ તણાતાં

રોવા લાગ્યું. મી. ગાંધીએ તેના સામું જોયું નહિ એટલું જ નહિ પરંતુ મિસિસ ગાંધીને તેમ કરતા અટકાવ્યા. બાળકે થોડી વખત સુધી રડીને ફરીથી સુવાનો પ્રયત્ન કર્યો પણ તે વધારે ને વધારે બેચેન થતું ગયું અને આખરે તેને ઓરડાની બહાર લઇ જવું પડયું. મી. ગાંધીએ આ કાર્ય તદ્દન પ્રેમભરી રીતે કર્યું. તે બાળકને પોતાના હાથમાં લઇને ઉપર પથારીમાં લઇ ગયા. જ્યાં તેની માતાએ તેનો હવાલો લીધો. લગભગ આખી રાત તેની તબિયત બરાબર ન રહી પરંતુ આ પાઠ કદિ ભૂલાયો નહિ. બાળકને જે ચીજ આપવાની ના પાડવામાં આવતી તે ખાવાની તે કદિ હઠ પકડતું નહિ.

ભોજન પછી કોઇ અજાણી વ્યક્તિ હાજર ન હોય તો અમે સાથે બેસતા. મી. ગાંધી અથવા તેનો કોઇ પુત્ર ભગવદ્ગીતામાંથી શ્લોક ગાતો ત્યારે મારા પતિ આર્નોલ્ડના સુંદર ભાષાંતર 'દિવ્યગીત'માંથી તેનો અર્થ વાંચતા. તેમાના અઘરા શ્લોકો મી. ગાંધી સમજાવતા અને સામાન્ય ચર્ચા ચાલતી. કોઇવાર હું ને મારા પતિ તેની પાસેથી ગુજરાતી પાઠ શીખતા.

× × ×

બીજો નોંધવા જેવો બનાવ આ વખતે બન્યો. મી. ગાંધી જે ફિનિકસની યોજનામાં જોડાયેલ એક અંગ્રેજ ફિનિકસ છોડીને જોહન્સબર્ગ પાછા આવ્યા. પોતાની સાથે ચલાવવામાં આવેલ વર્તન સંબંધી તેની સખત ફરિયાદ હતી. મી. બ મી. ગાંધીથી જુદા પડવા માગતા હતા, અને મારે ભવિષ્યમાં ફિનિકસ જવાનો સંભવ હોવાથી, મને તેમની સાથે ઓર-

ડામાં રહેવાનું કહેવામાં આવ્યું. મી. બ મી. ગાંધી અને તેના દેશભાઇઓને છૂટે મોઢે ગાળો દેતા હતા. ટેબલની એક બાજુ, ઓરડામાં, એક બાજુ તે ટેલતા હતા. બીજી બાજુ મી. ગાંધી ટેલતા હતા. મી. બ–એ કહેલી વાતોમાંથી અર્ધીપણ સાચી હોય તેમ હું માનતી નહોતી. તે એટલી અમાનુષિક અને ઘૃણાસ્પદ દેખાતી હતી. જ્યારે તેણે કહ્યું કે "મને તાવ આવ્યો ત્યારે મારી કોઇએ ખબર કાઢી નહિ. હું એકલો જ, માંદો, બિછાનાપર પડયો હતો. મારું કોઇ કરે તેમ નહોતું. પાણીનું પાવળું પણ પાય તેમ નહોતું." ત્યારે ગાંધીએ કહ્યું "તે તદ્દન સાચું હોય તેમ હું માનતો નથી. ત્યાં સ– અને ક–હતા. તેઓ તમને મદદ કરવા આવ્યા હોવા જ જોઇએ. વળી હું જાણું છું કે વ–દિવસમાં બેત્રણ વખત તમારી ખબર કઢાવતા." બ–એ બૂમ પાડી કહ્યું "બિલકુલ નહિ. તેઓએ મારી ખબર કઢાવી નથી. હું એકલો જ હતો. દિવસોસુધી મારી નજીક કોઈ આવ્યું નથી. મેં તેમની સાથેનો મારો હિસાબ ચુકતે કર્યો છે." મી. ગાંધીએ મી. બ–સાથે દલીલ કરવા યત્ન કર્યો. તેણે કહ્યું કે "દિવસો સુધી તમે બેભાન હતા. તમારી દરેક જણ સંભાળ રાખતું અને સાજા થવામાં મદદ કરતું. તમો હજી પુરા સાજા થયા નથી તેથી આમ બોલો છો. જ્યારે તમે સંપૂર્ણ સાજા થશો ત્યારે તમે જીવનને જુદી રીતે જોશો અને તમારા મિત્રો તરફ માયાળુ થશો." પરંતુ મી. બ–એ દલીલ કરવાની અથવા મી. ગાંધીના ખુલાસા સાંભળવાની ના પાડી. તેથી બન્ને જુદા પડયા. એકમાં ગુસ્સાની લાગણી હતી. બીજામાં માનનિય મિત્ર ગેરસમજને અંગે તજી જતા હોવાથી દીલગીરી હતી.

મી. બ–ગયા પછી મી. ગાંધી જે બહુ થાકી ગએલા તથા વિચારમગ્ન જણાતા હતા તેણે મારા તરફ ફરીને કહ્યું "ફિનિક્સ અને અમારા વિષે મી. બ—શું ધારે છે તે તમે બધું સાંભળ્યું છે?" મેં જવાબ આપ્યો "તે કહે છે તેટલું ખરાબ હોવાનો સંભવ નથી. ત્યાંના યુરોપિયન તથા હિંદીઓમાંથી માંદા માણસની કોઇએ સારવાર ન કરી તે હું માનતી નથી. મી. બ—કહે છે તેમ કોઈ માણસ ખરાબ રીતે વર્તે તે હું માની શકતી નથી."

મી. ગાંધીએ જવાબ આપ્યો "તે હજુ માંદા છે, પોતે જે કહે તેને માટે માંદા માણસો સંપૂર્ણ જોખમદાર નથી."

મેં કહ્યું "પરંતુ આવા આક્ષેપો અને ફરિયાદ ત્રણ કલાક સુધી સાંભળ્યા કરવી તે કેટલું દુઃખદાયક! તે ખૂબ કંટાળા ભરેલું હતું."

આ બનાવ વખતે, મેં ધારી તે કરતાં વધારે ઉંડી અસર મારા મનમાં થયેલ હોવી જોઇએ કેમકે થોડા વખત પછી હું પોતે ફિનિક્સ ગઈ ત્યારે મેં તે ભયની ગુપ્ત લાગણી સાથે મારું જીવન શરૂ કર્યું અને તેથી કદાચ હું ત્યાં સુખી થઇ હોત તેટલી સુખી થઇ નહિ.

⁘ ⁘ ⁘ ⁘ ⁘ ૩

જોહન્સબર્ગમાં મારે ઘેર મુલાકાતે આવનારે એક વખત મને પૂછ્યું "મી. ગાંધી ખ્રિસ્તિ છે?"

મેં જવાબ આપ્યો "ખ્રિસ્તિ એટલે તે ધર્મમાં વટલાયેલ કે ક્રાઇસ્ટના ઉપદેશોમાં માનનાર? તમારો કહેવાનો શો અર્થ છે?" તેણે જવાબ આપ્યો. "આપણે જેને વટલાયેલ કહીએ છીએ તે મી. ગાંધી ખ્રિસ્તિ જનમ્યાનું સાંભળ્યાનું હું ધારું છું તે વાત સાચી છે?"

મેં ભારપૂર્વક જણાવ્યું "ના, ના, હું ચોક્કસપણે જાણું છું કે તે જન્મથી ખ્રિસ્તિ નથી તેમજ તેણે તે ધર્મની દિક્ષા અંગીકાર કરી નથી. પણ તમે આ પ્રશ્ન કેમ પૂછો છો?

"હું એક દિવસ કેટલાક મિત્રો સાથે વાત કરતી હતી. અમને નવાઇ લાગતી હતી કે તે ખ્રિસ્તિ ધર્મશાસ્ત્રો

આવા સરસ રીતે જાણે છે અને તેને ક્રાઇસ્ટના શબ્દો વારંવાર બોલવાનો શોખ છે. મારા મિત્રોએ ધાર્યું કે તે ખ્રિસ્તિ હોવા જોઇએ."

તેના ગયા પછી મારા મિત્રે જે કહ્યું હતું તેના પર હું વિચાર ચલાવવા લાગી. તે તદ્દન સાચું હતું. ઇસુખ્રિસ્તની કહેવતો તથા ઉપદેશોનો મી. ગાંધી ઘણીવાર હવાલો આપતા. પર્વતપરનો ઉપદેશ તેના મનમાં સદૈવ હાજર રહેતો અને તે તેને પ્રેરણાનું મૂળ થઈ પડયો હતો. મને તેમાં જરાપણ નવાઇ લાગતી નહોતી કેમકે હું ઇંગ્લંડમાં મારા ગૃહજીવનમાં શાસ્ત્રોના વાકયોથી એટલી ટેવાયેલ હતી કે મને તે જીવનના નિત્યક્રમની વસ્તુ લાગતી હતી, અને એક હિંદુના મોઢામાંથી ઇસુખ્રિસ્તના વચનો સાંભળતાં મને આશ્ચર્ય ઉત્પન્ન થયું નહોતું. હું ઘણીયે વસ્તુનો વિચાર કરી ગઇ. શહેરમાં મી. ગાંધીની ઓફિસનો વિચાર કરતાં ટેબલ પાસેની દિવાલપર ઈસુખ્રિસ્તિનું સુંદર ચિત્ર મને યાદ આવ્યું. મેં તે પહેલી વખત જોયું ત્યારે મેં તેને કહ્યું હતું કે "તે કેવું સુંદર છે!"

તેણે ઉંચુ જોઈને જવાબ આપ્યો, "મને તે ત્યાં રાખવું ગમે છે. હું કામમાંથી માથું ઉંચું કરું છું ત્યારે દરેક વખતે તે જોઉં છું. તે ખરેખર સુંદર છે."

મને યાદ છે કે ઓફિસમાં બુદ્ધ અથવા કૃષ્ણનું ચિત્ર નહોતું. બીજા ત્રણ ચિત્રો ભીંતપર ટાંગેલા હતા. તે ચિત્રોની વિગતની મને મોડેથી ખબર પડી. એક મહાન હિંદી સુધારક ન્યાયમૂર્તિ રાનડે હતા. બીજું ચિત્ર અન્યાયને તિરસ્કારનાર તથા દલિતોનો બચાવ કરવાને સદા તત્પર મિસિસ

બીસંટનું હતું. ત્રીજું લખતથી બંધાઈ પરદેશ મોકલવામાં આવતા હિંદી મજુરોની ગુલામગિરીની પ્રથા સામે ધી ટાઇમ્સમાં સખત વખાણો કરનાર, ઇમ્પિરિયલ ગેઝેટીઅર ઑફ ઇંડિયાના સંચાલક વિલિયમ વિલ્સન હન્ટરનું હતું. ઘેર દાદાભાઈ નવરોજીનું મોટું ચિત્ર હતું. તે તે વખતે "હિંદના દાદા" તરીકે ઓળખાતા હતા. મુડીભર હિંદી તથા યુરોપિયન મિત્રોની મદદથી તેણે જ હિંદી રાષ્ટ્રીય મહાસભાનો પાયો નાખ્યો હતો. હું તેની વૃદ્ધાવસ્થામાં લંડનમાં મળી હતી અને છેલ્લી તેના વેસોવાના હિંદીઘરમાં તેમના નિવૃત્તિકાળમાં મળી હતી. આજ મને લાગે છે કે તે દીર્ઘદૃષ્ટિવાળા પ્રગતિમાં માનનારા હોવા છતાં હિંદીના ભાવિમાં રાષ્ટ્રીય મહાસભા શું મહાન કાર્ય કરશે તેની કલ્પના તેમને આવી નહોતી. મને ખાત્રી છે કે મી. ગાંધીને સ્વપ્ને પણ ખ્યાલ નહીં હોય જ્યારે મહાસભાના અનુયાયીઓની સંખ્યા લાખોની થશે ત્યારે તેનું નેતૃત્વ લેવાનું પોતાને કહેવામાં આવશે. જુલ્મથી કચડાઈ રહેલ પ્રજાની મુક્તિ માટે લડનારાના આ બધા ફોટોગ્રાફો હતા. તે બધા મી. ગાંધીને બહુ પ્રિય હતા. પણ ઓરડાની મધ્યમાં, ટેબલ પાસે બેસીને કામ કરતાં જોઈ શકાય તેવો તો ખ્રિસ્તનો ફોટો હતો.

સાંજે જ્યારે મી. ગાંધી ઘેર આવ્યા ત્યારે મેં મારી મુલાકાત લેનારની વચ્ચે થએલ વાતચિત કરી.

તે હસ્યા. તેણે કહ્યું "એક વખત હું ખ્રિસ્તિ થઇ જવાની અણીપર હતો. જ્યારે કોઈ ગાળો આપે અથવા મારે ત્યારે બદલો ન લેતાં બીજો ગાલ ધરવાનો ઉપદેશ આપનાર ખ્રિસ્તપ્રભુનું ચિત્ર નમ્ર, શાંત, માયાળુ, પ્રેમાળ

તથા ક્ષમાથી ભરપુર છે, સંપૂર્ણ માણસનો તે સુંદર દાખલો છે તેમ મેં ધાર્યું હતું. મેં પૂછ્યું " પણ તમે ખ્રિસ્તિધર્મની દિક્ષા તો નહોતી લીધીને ?" તેણે વિચારપૂર્વક જ જવાબ આપ્યો " ના. મેં થોડો સમય તમારા શાસ્ત્રોનો અભ્યાસ કરી તેના પર ગંભીરપણે વિચાર કરવા લાગ્યો. મને ખ્રિસ્તિ ધર્મનું બેહદ આકર્ષણ થયું. પણ છેવટે હું નિર્ણય પર આવ્યો કે તમારા શાસ્ત્રોમાં એવું કંઇ નહોતું કે જે અમારા શાસ્ત્રમાં ન હોય. સારા હિંદુ અને સારા ખ્રિસ્તિ બેમાં કશો ભેદ નથી. ખ્રિસ્તના ઉપદેશોની ખૂબીમાં આસ્થા રાખવા માટે કે તેના દાખલાનું અનુકરણ કરવા માટે તમારો ધર્મ ગ્રહણ કરવાની કંઇ જરુર મને લાગી નહિ."

ખ્રિસ્તપ્રભુના દાખલાનું અનુકરણ કરવાને મી. ગાંધી કેવી હૃદયપૂર્વક મહેનત કરી રહ્યા હતા તેનો મેં વિચાર કર્યો અને તે જે કહેતા હતા તે મને સાચું લાગ્યું.

મેં કહ્યું " અલબત્ત માણસ પોતે કેવી રીતે રહે છે તેનાપર બધો આધાર છે. નહિ કે તે પોતાને શું કહેવડાવે છે તે પર. પણ તમને એક ધર્મમાંથી બીજા ધર્મમાં જવામાં શ્રદ્ધા છે કે કેમ તે મને કહો."

તેણે પૂછ્યું " તમને શું લાગે છે ?"

મેં જવાબમાં જણાવ્યું " મને તો તે ઠીક લાગતું નથી. હું તે કહી શકી નહિ."

" હું ધારું છું કે તેજ સાચુ છે. જો માણસને પોતાના ધર્મનું હાર્દ મળી આવે તો તેને બધા ધર્મનું મળે. ઇશ્વર એક જ છે પણ તેને મેળવવાના રસ્તા અનેક છે."

મેં થોડીવાર રહીને કહ્યું. "જો કર્મ અને પુનર્જન્મ સાચાં હોય તો આપણે જે ધર્મમાં માનતા હોઇએ તેમાં જ જન્મ પામીએ છીએ, તે આપણા વિકાસ માટે ખૂબ અનુકૂળ હોય છે. તેથી આપણે ધર્મ બદલવો ન જોઇએ."

તેણે પૂછયું "ખ્રિસ્તિ ધર્મમાં મનુષ્ય માટે સૌથી વધારે તરી આવતું સત્ય તમે કોને માનો છો?"

"હું એ ત્રણ માનું છું. પણ અત્યારે મારા મનમાં જે અગ્રસ્થાન લે છે તે પ્રેમ છે, જે નીચેના શબ્દોમાં વર્ણવાયેલ છે "તમારો માલિક એક ક્રાઇસ્ટ પ્રભુ છે અને તમે બધાં ભાઇઓ છો."

મી. ગાંધીએ જવાબ આપ્યો "હા. હિંદુ તથા મુસલમાન ધર્મ તથા ઝોરાસ્ત ધર્મ પણ તેજ મહાન સત્ય શીખવે છે."

હિંદમાં જ્ઞાતિ ભેદની વાર્તાઓ મેં વાંચી તથા સાંભળી હતી તેનો મને વિચાર આવ્યો. અને હિંદુધર્મ અને ભ્રાતૃત્વ એ સાથે સાથે રહી શકે તેની મને શંકા પડી. પછી થોડીવાર રહીને મેં કહ્યું "ખ્રિસ્તિ ધર્મની માફક "બધા મનુષ્યો ભાઇઓ છે તેમ હિંદુ ધર્મ શીખવે છે તેમ તમે માનો છો?"

"કોઇ પણ મહાન ધર્મ વિષે મનુષ્યના અપૂર્ણ અર્થથી, વિચાર ન બાંધી બેસો. ખ્રિસ્તિ લોકો ભાઇઓ તરીકે રહે છે તેમ તમે મને મનાવવા માગતા નથી. ખરું કે? ખ્રિસ્તિ ધર્મની બડાઇઓ, રાગદ્વેષ, ગરીબાઇ અને અપરાધોનો વિચાર કરો."

"તે સત્ય છે. હું ધારું છું કે મનુષ્યજાતિના આદર્શો

ઘણા આગળ પડતા હોય છે અને દુનિયાના ગમે તે ભાગમાં પુરુષો અને સ્ત્રીઓ સરખાં જ હોય છે."

"જો આપણા આદર્શો ફળીભૂત થાય તો તે આદર્શ મટી જાય. પછી આપણે કશું કરવાનું રહે નહિ." આમ કહી તેણે વાત પૂરી કરી.

× × ×

મારી સમક્ષ એક ચિત્ર ખડું થાય છે. કોઇ ખાસ પ્રસંગે જનરલ સ્મટરીને મળવા મી. ગાંધી જતા હોવાથી તેને જોહન્સબર્ગ રેલ્વે સ્ટેશને વળાવવા હું અને મારા પતિ ગયા હતા. કેટલીક ઉપયોગી બાબતો માટે તે મારા પતિને સૂચના આપતા હતા. ગાડી ઉપડવાની હતી ત્યારે મેં તેના તરફ ફરીને પૂછ્યું "હું કરી શકું તેવું ખાસ કંઈ છે?" તેણે તરત જ શાંતિથી જવાબ આપ્યો "હા. મારા માટે પ્રાર્થના કરજો. ભક્તિપૂર્ણ પ્રાર્થનાની શક્તિમાં તેમને નિઃસીમ શ્રદ્ધા હતી. અને તે ધારતા હતા કે સ્ત્રીઓની પ્રાર્થના હમેશાં સ્વાર્થરહિત હોય છે."

× × ×

મી. ગાંધી ઘણીવાર હિંદુ જીવનના આશ્રમોના મહત્વ વિષે વાત કરતા. બાળપણનો સમય એટલે ચિંતારહિત જીવન-રમતિયાળ જીવન–માતાપિતાની પ્રેમાળ સંભાળ નીચે મોટા થવું. જીંદગીનો અમૂલ્ય વખત, પછી વિદ્યાર્થી અવસ્થા જ્યારે કલ્પના પ્રાધાન્ય ભોગવે છે, પછી ગૃહસ્થાશ્રમ જેમાં કુટુંબ પ્રત્યેની જવાબદારી અને પત્ની અને બાળકોની સંભાળમાં બધી શક્તિઓનો વ્યય થાય છે. અને આ મહેનતુ જીંદગી

વિતાવ્યા પછી દુનિયાની ચિંતા અને જંજાળ છોડી તે નિવૃત્ત થાય અને ધ્યાન તથા ભક્તિ માટે મૌન પાળી આત્માને તથા અંતરાત્માને જોવાની આંખોને ટેવ પાડે. આના જવાબમાં મેં કહ્યું " હા. તે બધું ઠીક છે. તે બરાબર અને સુંદર દેખાય છે પણ સ્ત્રીઓનું સ્થાન શું? આ છેલ્લી અવસ્થામાં તેનું સ્થાન શું? હિંદી મત પ્રમાણે તો તે એવી સ્થિતિએ પહોંચતી નથી કે જ્યારે તે બાહ્યચિંતાથી મુક્ત થઈ આત્માનું ચિંતન કરી, ભવિષ્ય માટે આત્માને તયાર કરે."

મી. ગાંધીએ માથું ઉંચુ કરી એક આંગળી ઉંચી કરતાં કહ્યું " તમને તેની ખૂબી સમજાણી નથી. તેને નિવૃત્ત થઇને જંગલમાં જવાની જરુર નથી, ઈશ્વરનું ચિંતન કરવા તેને દેહ ત્યાગની પણ જરૂર નથી. તે હમેશાં પ્રભુને જુએછે. સ્વર્ગ પ્રાપ્તિ માટે પુરુષ સાથે લગ્ન અને બાળકોની સંભાળ ઉપરાંત બીજી કશાની જરુર નથી." મેં ફરીથી અટકાવીને કહ્યું " હા. જ્યારે પુરુષ શાંતિથી ધ્યાનમાં બેસે અથવા આત્માનુભવ કરે ત્યારે બીજો બોજો સહન કરવાનું તેને ન ગમે. તેને પણ ધ્યાન માટે વખત શા માટે ન મળે? પુરુષે પોતાના માટે ધારા ઘડયા. તેણે સ્ત્રી માટે કેમ કંઇ ન કર્યું?"

મી. ગાંધીએ હસતાં જવાબ આપ્યો " કેમકે તેને માટે કંઈ જરુર નહોતી." મેં હા પાડી પણ મને ખાત્રી થઈ નહોતી.

એક બીજા પ્રસંગે સ્ત્રીના દરજ્જા સંબંધી ચર્ચા ચાલતી હતી. મી. ગાંધીએ કહ્યું કે " પશ્ચિમ કરતાં પૂર્વમાં તેનું સ્થાન ઉચ્ચ હતું."

મેં કહ્યું "મને તો તે સમજાતું નથી. પૂર્વે તો તેને પુરુષની ગુલામ બનાવી છે. તેને જુદું જીવન જ નથી."

મી. ગાંધીએ જવાબ આપ્યો "તમારી ભૂલ થાય છે. પૂર્વે તેને પૂજાનું સ્થાન આપ્યું છે. સત્યવાન સાવિત્રીની વાત તમે સાંભળી નથી? જ્યારે સત્યવાન મરી ગયો ત્યારે સાવિત્રી પોતાના પતિને પાછો લાવવા યમદેવ સાથે લડી હતી. તેને મહાન્ યુદ્ધ કરવાનું હતું અને તેમાં ઉચ્ચ પ્રકારનું ધૈર્ય, હિંમત, પ્રેમ અને ડહાપણ દેખાઇ આવ્યાં અને આખરે ઘણા જોખમ પછી તે તેને પાછો લાવી."

મેં દલીલ કરી "હું બરાબર એ જ કહું છું ને! તમારા પુરાણોમાં સ્ત્રી પુરુષની સેવા કરે છે અરે તેને માટે ખુદ યમદેવ સાથે લડે છે. અમારામાં પુરુષ ઓરફ્યુસ, સ્ત્રી યુરીડાઇસિ માટે લડયો અને જીત્યો. તેણે તેની સેવા કરી અને બચાવી અને તે આદર્શ ત્યારથી ચાલુ રહ્યો છે. તે કદાચ બરાબર તે ન દર્શાવી શકયો હોય પરંતુ તેમ છતાં તે જ પશ્ચિમનો આદર્શ છે."

મી. ગાંધીએ પ્રશ્ન કર્યો, "જ્યારે સ્ત્રીને મહાન વિજેતા તરીકે દર્શાવવામાં આવે છે, તેની પૂજા કરાય છે ત્યારે તમો માનો છો કે તેનું સ્થાન હલકું અથવા ઉતરતું છે?"

મેં જવાબ આપ્યો "બધું સિદ્ધાંતમાં સારું છે પણ સ્ત્રીની પૂજા થતી હું જોતી નથી. હું તો તેને કોઇ પુરુષની મરજી પ્રમાણે વર્તન કરતી હમેશાં જોઉં છું."

મી. ગાંધીએ જવાબ આપ્યો "તમે નથી સમજ્યા. તેને લઇને તો તેમ નથીને? જીવનના મહાન્ પ્રસંગોમાં તે

પુરુષની સમાન અથવા તેના કરતાં ઉચ્ચ છે. નાની બાબતોમાં તે પુરુષની સેવા કરે પણ નાનાની સેવા કરવી તે મોટાનો હક્ક નથી ?"

મેં પૂછ્યું, "પણ માણસો તેમ ધારે છે ખરા ? જ્યારે પુરુષ ખુરશી પર બેસે છે અને જમે છે ત્યારે રીવાજ પ્રમાણે તે પાછળ ઉભી રહે છે. તેવી સ્થિતિમાં પોતાની પત્ની પોતાની સમાન છે તેમ પુરુષ ખરેખર ધારે છે ખરો ?"

મી. ગાંધીએ હસતાં જવાબ આપ્યો "દેખાવને ખરો માની લો નહિ. પુરુષ હજુ આદર્શે પહોંચ્યો નથી પરંતુ લગભગ બધા મનમાં તો તે સમજે છે."

⁘ ⁘ ⁘ ⁘ ⁘ ૪

ફિનિક્સની મારા પર પડેલી પહેલી છાપ નિરાશાની હતી. શહેરમાંથી આવા જુના વખતની સ્થિતિની યાદ આપતા સંસ્થાનમાં આવવું મિસિસ ગાંધીને પણ ગમ્યું નહિ; અમે પહોંચ્યા તે પહેલી રાતે અમને એક નાનો ઓરડો આપવામાં આવ્યો હતો. કલાકો સુધી વાતો કરતા અને કરાવતા અમે જાગતા હતા. અમને બન્નેને શારીરિક તથા માનસિક થાક વધારે પડતો લાગ્યો હતો. કેમકે અમે ગાડીમાં બે દિવસ અને એક રાત વીતાવ્યા હતા અને તે મુસાફરીના અંતે ખાડા ટેકરાવાળા રસ્તામાં બે માઇલ ચાલવું પડયું હતું. રસ્તે ફક્ત ઝાંખા દીવા બળતા હતા અને સર્પનો ભય અમારા મનમાંથી ખસતો નહોતો. નાનો છોકરો થાકી જવાથી રોવા લાગ્યો હતો. જ્યારે અમે નિર્ણિત સ્થાને પહોંચ્યા ત્યારે અમારે બિછાના પાથરી રાત માટે બધી તૈયારી કરવાની હતી.

સવારમાં ચાર વાગ્યે અજવાળું થતું હતું તે વખતે મી. ગાંધી સીડી પરથી નીચે આવ્યા અને અમારા ઓરડા પાસે આંટા મારવા લાગ્યા. થોડા વખત પછી અમે ઝોકાં ખાતાં હતાં તેમ જાણીને અમારે ખરેખરી શેની આવશ્યકતા હતી તે પૂછ્યું. તેના અવાજમાં થાક સ્પષ્ટ હતો અને ગઈ રાતની અમારી વર્તણુકથી તેના મન પર ખૂબ અસર થઇ હતી તે દેખાઇ આવતું હતું. મિસિસ ગાંધીએ ગુજરાતીમાં જવાબ આપ્યો અને પછી વાતચિત ચાલી જે હું સમજી શકી નહિ. આખરે મી. ગાંધીએ અમને વિનતિ કરી કે અમારે ધીરજ રાખીને અમારી આસપાસની વસ્તુઓનો શો ઉપયોગ કરી શકીએ છીએ તે જોવું. અમને જોઈતી બીજી ખરેખરી જરૂરની વસ્તુઓ લાવવાનું તેણે વચન આપ્યું. છેલ્લા વાકયનું રહસ્ય ' જરુરી ' શબ્દમાં હતું. કેમકે અમે ઘણી વસ્તુઓની ઇચ્છા કરીએ તે ' જરુરી ' લાગે નહિ અને તેથી ફિનિકસનું જીવન ઘણું સાદું હતું.

× × ×

એક દિવસ મારે, મિ. તથા મિસિસ ગાંધીને તથા મારા પતિને ડરબનમાં એક મુસલમાનને ત્યાં પાર્ટીમાં જવાનું આમંત્રણ હતું, તે મુસલમાનને બે પત્ની હતી અને સ્ત્રીઓ પડદામાં રહેતી હતી. હું અંગ્રેજ બાઈ હોવાથી પુરુષો સાથે મારી બેસવાની ગોઠવણ તેણે કરી હતી પરંતુ મી. ગાંધીએ મને ખીજવવા કહ્યું કે મારું સ્થાન સ્ત્રીઓમાં હતું અને તેથી હું તેમની પાસે ગઈ. ત્રણ કલાક પછી જ્યારે અમે ત્યાંથી નીકળ્યા ત્યારે મને આપવામાં આવેલ ત્રાસ માટે મેં ગુસ્સો બતાવ્યો, કેમકે મિસિસ ગાંધીને બાદ કરતાં કોઈને

અંગ્રેજીનો શબ્દ આવડતો ન હોવાથી બધો વખત હું એકલી બેસી રહી હતી. મી. ગાંધીએ આ વિષે મને ખીજાવી પણ હું પુરુષો સાથે બેઠી હોત તેના કરતાં જે સ્ત્રીઓને મારી ભાષા આવડતી નહોતી તેની સાથે બેસવાથી હું વધારે શીખી કે કેમ તેનું આશ્ચર્ય મારામાં તેણે ઉત્પન્ન કરાવ્યું. મેં પછી તે વિષે વિચાર કર્યો ત્યારે મારે કબુલ કરવું પડયું કે, મેં એવું ઘર જોયું હતું કે જે જરા પણ શ્રીમંત નહોતું અને જેમાં પાકટવયની બહુ કેળવાયેલી નહિ પણ ડાહી બે સ્ત્રીઓ એક પતિની પત્ની તરીકે સલાહસંપમાં રહેતી હતી. એક કરતાં વધારે પત્ની જોવાનો આ મારો પહેલો અનુભવ હતો અને જો તે દાખલાને પ્રમાણભૂત ગણીએ તો આ પ્રથા નીચે રહેનાર દુઃખી છે તેમ હું કહી શકું નહિ.

એક બીજા પ્રસંગે એક યુરોપિયન બાઇ જેને હું કોઈ સ્થળે અકસ્માત મળી હતી તેણે મને ચાનું નિમંત્રણ આપ્યું. મી. ગાંધીએ મારા પતિને આમંત્રણની વાત કરી. આવી ધાંધલ શા માટે કરવામાં આવી તેની મને નવાઇ લાગી અને મેં તે પ્રમાણે કર્યું પણ ખરું. પછી મને ખબર પડી કે થોડા જ મહિના પહેલાં તેણે છુટાછેડા કર્યા હતા. તે વાત વધારે ફેલાવવાની મી. ગાંધીની ઇચ્છા નહોતી. પરંતુ તે બાઇનો ભૂતકાળ મને કહેવામાં ન આવે તો હું આમંત્રણ ન સ્વીકારી શકું તેમ તેણે ધાર્યું. અને તે કહ્યા છતાં તેને ઘેર હું જાઉં તે તેને પસંદ પડે કે કેમ તે વિષે મી. ગાંધીને ખાત્રી નહોતી. કેમકે જે ચર્ચા હજુ ચાલી રહી હતી તેથી મને નુકશાન થાય. લગ્નની પવિત્રતા સંબંધી તેના વિચાર ખૂબ કડક હોવાથી છુટાછેડા પ્રતિ તેને તિરસ્કાર હતો પણ

હમેશની માફક વર્તનમાં તેની સહૃદયતાએ વિજય મેળવ્યો.

'ઇંડિયન ઓપિનિયન' સાપ્તાહિક પત્ર હતું અને તેથી પ્રગટ કરવાના દિવસે દરેક માણસને કામ કરવું પડતું. મી. ગાંધી અને મારા પતિ છેલ્લી ઘડીના લખાણો લખતા હોય અથવા તો તે સુધારતા હોય. મુદ્રક તેના કામમાં મંડયો હોય અને અમે જે કંઇ ખાસ કામ કરતા નહિ તે, યંત્રમાંથી પત્ર નીકળતાં જ તેની ઘડી પાડી ઉપર રેપર ચોડવામાં રોકાઇ જતાં.

છાપખાનામાં આ વખતે યાંત્રિક સાધન નહોતું કેમકે તૈલયંત્ર તૂટી ગયું હતું. પહેલાં તો યંત્રના હાથો ફેરવવા બે ગધેડાનો ઉપયોગ કરવામાં આવતો પણ મનુષ્યે પોતાનું કામ કરવું જોઇએ તેવી મી. ગાંધીની માન્યતા હોવાથી તેણે તરત જ આમાં ફેરફાર કર્યો અને તેથી છાપવાના દિવસે ચાર કદાવર ઝુલુ છોકરીઓને થોડા કલાક રોકવામાં આવતી. આ વારાફરતી, એકી સાથે બે કામ કરતી જ્યારે બીજી બે આરામ લેતી. દરેક સશક્ત પુરુષ–મી. ગાંધી સુદ્ધાં–હાથો ફેરવવામાં વારો લેતા અને આ પ્રમાણે નકલો કાઢવામાં આવતી.

યંત્ર ઉપર કામ કરનારા મહેનતુ આનંદી માણસો હતા. બરાબર સમયે પત્ર પ્રગટ કરવામાં દરેક જણને આનંદ આવતો અને રાત્રે ગમે તેટલું મોડે સુધી અમે કામ કરતા તો પણ કોઇને કચવાટ થતો નહોતો. છેલ્લી નકલ ઘડી થઇને મધ્યરાત્રિ પહેલાં ભાગ્યે જ બહાર પડતી. કેટલીકવાર તો તેથી યે મોડું થતું. પછી અમે બધાં ટોળું વળી મુખ્ય ઘેર જતા. મી. અને મિસિસ ગાંધીને તેમના બારણા સુધી વળાવી સાહેબજી કરી દરેક પોતપોતાને રસ્તે તદ્દન કંટાળી ગયેલ પણ સંતોષી સ્થિતિમાં જતાં.

અભ્યાસ તથા પુસ્તકોમાં જે સિદ્ધાંતો તથા આદર્શો ખૂબ યોગ્ય તથા વાજબી જણાયા હતા તેને અમલમાં મુકવાનો ફિનિક્સમાં વખત આવ્યો અને સહેજે ધારી શકાય તેમ જીવનના આચરણમાં મુકવાનું મુશ્કેલ જણાયું. જે વસ્તુઓની કલ્પના પણ નહોતી તેવા પ્રસંગો ઉપસ્થિત થયા અને પરિણામે ખૂબ કસોટી કરે તેવા અને છતાંયે રમુજી પ્રસંગો ઉપસ્થિત થયા.

એક મુખ્ય સિદ્ધાંત એવો હતો કે ફિનિક્સમાં જમીનની માલિકી ખાનગી ગણવી નહિ તેથી કોઇ પણ જમીનને વાડ નહોતી તેથી પહેલી મુશ્કેલી ઉત્પન્ન થઇ. એક બીજાની જમીન વચ્ચે સાંકડા તેમજ મોટા રસ્તાઓ હતા અને દરેક માણસને પોતાની હદની ખબર હતી. દરેક પોતાની જમીન પોતે ખેડતો અને પોતાની મરજીમાં આવે તે વાવતો. ઉગતા

પાકને નુકશાન ન કરવાનો અથવા ચોરી ન જવાનો આસપાસના ઝુલુ લોકો પર વિશ્વાસ રાખી શકાય તેમ હતું. પણ આસપાસમાં માત્ર મનુષ્ય પ્રાણીઓ જ નહોતા. વસાહતની નજીકની જમીન પરના કેટલાક ખેડુતો પાસે ખચ્ચર તથા ગધેડાં હતાં. રાત્રે તેમને છુટા મુકવામાં આવતા અને જમીનને વાડ ન હોવાથી અને તે પ્રાણીઓ છુટા ફરતા હોવાથી આ પશુઓને ફિનિકસની જમીન મોજમજાનું સ્થાન થઈ પડી. ગાજર અને બીજાં રસાળ શાક જમીન પર દેખાતા કે તરત જ આ ખચ્ચર તથા ગધેડા તેને શોધી કાઢતા અને જે તે ન ખાતા તેને કચડી નાખતા. ઉગતા પાકનો નાશ, ઉપરથી લાગે છે તે કરતાં વધારે સખત કસોટી હતી.

વસાહતમાં રહેનારને પોતા માટે અથવા કુટુંબ માટે માસિક નાની રકમ મળતી અને તેથી શાકનું ઉત્પન્ન એક જરૂરી વસ્તુ હતી. મી. ગાંધીની સલાહ લેવામાં આવી અને કોઇએ આ પ્રાણીઓના માલિકો પાસે જઇ તેમને સમજાવ્યા. પહેલાં તો આનું પરિણામ કંઇ દેખાણું નહિ તેથી ફરીથી સમજાવટ ચાલી. એકાદ બે સભ્યો એ શાકના વાડા આસપાસ ઉંચી લાકડીઓ રાખી અને કોઈ પશુ રખડતું હોય તો તેને બાળકો હાંકી કાઢતાં તેથી વખત જતાં આમાંથી મુક્તિ મળી. પણ જમીનને યોગ્ય વાડ થઈ નહિ તેથી કેટલાક નવા ખેડુતો ધીરજ ખોઈ બેઠા. મોડેથી ફેરફારો કરવામાં આવ્યા પરંતુ તે થયા પહેલાં તો ઘણી વિચિત્ર પરિસ્થિતિ ઉત્પન્ન થઇ હતી અને અગવડનો પાર નહોતો.

બીજી કસોટી પાણી–ખાસ કરીને પીવાના પાણી, સંબંધી હતી. વર્ષાઋતુમાં મકાનના છાપરા ઉપરથી પાણી

એકઠું કરીને મોટા ટાંકામાં ભરી રાખવામાં આવતું. સુક્કી ઋતુ વર્ષમાં ઘણા મહિના ચાલતી હોવાથી તે ઋતુમાં પાણીનો ખૂબ કરકસરથી ઉપયોગ કરવો પડતો. કોઈ પણ જાતના ગેરઉપયોગની છૂટ નહોતી અને જથ્થો કેટલો છે તે જોવાને વારંવાર ટાંકા તપાસવામાં આવતા હતા. નવા આગંતુકો જેને ગંદુ પાણી કહેતા તે ઝુલુ લોકો પીતા અને તેથી તેમને કંઇ ખરાબ અસર થતી નહિ. છતાં તેઓને ફિનિકસનું ચોખ્ખું પાણી પસંદ પડતું અને તેથી પાસેના રસ્તે નીકળે ત્યારે એકાદ ઘેર આવા પાણીનો પ્યાલો માગતા. આવી સાદી માગણીનો અસ્વીકાર કરવો તે ક્રૂર લાગતું. ઉપરાંત "પરમેશ્વરની નજરમાં આપણે બધા ભાંડુઓ હોવાથી તેની બક્ષીસ સરખે ભાગે વહેંચી લેવાના" સિદ્ધાંતથી તે વિરુદ્ધ હતું. પણ હમેશાં પાણીના પાંચ દશ પ્યાલા આપવાથી ટાંકા તરત ખાલી થઈ જાય તેમ હતું અને વરસાદને તો હજુ વખત હતો. પાણીની મુશ્કેલી સમજાતાં મી. ગાંધીને આશા હતી કે થોડા વખતમાં તે કુવો ગળાવી શકશે. પણ તેમ કદિ થયું જ નહિ. કુવો ખોદાવવા પુરતા પૈસા કદિ ભેગા થયા નહિ અને તેથી તરસ્યા ઝુલુને પાણી આપવાના પ્રશ્નનો નિર્ણય દરેક ઘર વાળાએ કરવાનો રહ્યો. સાદી માગણીની ના પાડવાની આવશ્યકતાથી ખૂબ દુઃખ તથા ઉદ્વેગ ઉત્પન્ન થતાં હતાં.

સદ્ભાગ્યે નહાવા ધોવા માટે વસાહતની બાજુમાં એક ઝરો વહેતો ત્યાંથી ઘરના ઉપયોગ માટે પાણી હમેશાં લેવામાં આવતું હતું. છોકરાઓ અને કેટલાક પુરુષો નહાવા માટે હમેશાં ઝરાએ જતા હતા.

આ ઝરો એક મહત્વના બનાવનું સ્થાન બન્યો. જ્યાંથી પાણી લેવાતું ત્યાં બરાબર ઝાડની એક ડાળી પર એક દિવસે દક્ષિણ આફ્રિકાનો અતિ ઝેરી સાપ 'મમ્બા' લટકતો માલુમ પડયો. જે વસાહતીએ તેને પહેલાં જોયો તેને શું કરવું તે સુઝયું નહિ. અહિંસા એ ફિનિકસનો મુખ્ય સિદ્ધાંત હતો પણ સર્પ સાથે સમજાવટ અગર દલીલ થઇ શકે તેમ નહોતું અને ત્યાંથી ચાલ્યા જવાની તેની જરાપણ ઇચ્છા દેખાણી નહિ. વળી સર્પ કદિ એકલો રહેતો ન હોવાથી ત્યાં બીજા કેટલા સર્પ આવીને વસશે તે કોઇ જાણી શકે તેમ નહોતું. આખરે એક હિંદી વસાહતીએ બધા માટે તેનો તોડ કાઢયો. તે ફળાહારી નહોતો પરંતુ બંદુકથી ટેવાયેલો હોવાથી તે લાવીને સર્પને મારી નાખ્યો અને પછીના બે ત્રણ દિવસો સુધી તપાસ રાખી કે જેથી બીજા આવે તો તેનો પણ નિકાલ થઇ શકે. તે બે નાની બાળાઓનો પિતા હતો અને માનતો કે સર્પ કરતાં છોકરાંઓની સહિસલામતી વધારે મહત્વની છે. મી. ગાંધી અગર બીજા કોઇએ મી. શ...ના કાર્ય વિષે ફરિયાદ કરી હોય તેમ હું ધારતી નથી. પરંતુ અમે બધાએ આ પર વિચાર કર્યો અને અમારામાંના કેટલાકને મી. શ...એ લીધેલ રસ્તો મનમાં ઠીક લાગ્યો અને આવું તાત્કાલિક અને અસરકારક પગલુ લેવા માટે તેનો આભાર માનવાની ઇચ્છા થઇ. પરંતુ આ બનાવને બીજી વસ્તુઓ માટે ધડારુપ ગણવા દેવાયો નહિ અને ફિનિકસના અણલખ્યા કાયદામાં તો જીવનની પવિત્રતા ચાલુ રહી.

આ સંબંધમાં ડાહ્યા અને સાધુ પુરુષો જંગલી અને કહેવાતા ભયંકર પ્રાણીઓની સાથે રહ્યાના અને કંઇ ઇજા

ન થયાના દાખલા મી. ગાંધી અમને વાર્તારુપે કહેતા. એક પ્રસંગે, જ્યારે હું હાજર હતી ત્યારે તેણે એક હિંદી વસાહતીને કહ્યું કે "હિંદના ઘણા ઘરોમાં ઘરની શેઠાણી સર્પ માટે દુધની રકાબી મુકી રાખે છે અને તેથી છોકરાઓ સર્પ દંશથી મુકત રહે છે. બાળકો અને સર્પને એકબીજાનો ભય ન હોવાથી બધા સહિસલામત રહે છે."

× × ×

સર્પ સંબંધી એક બીજો બનાવ ફિનિકસમાં બહુ મોડેથી બન્યો પણ તેની પુનરુક્તિ જરુરી છે કેમકે મી. ગાંધીના નિકટ સંબંધમાં આવેલા પર આ ઉપદેશની કેવી ગંભીર અસર થાય છે તે તે બતાવી આપે છે. મારી પહેલી મુલાકાત પછી એક યુરોપિયન વસાહતમાં દાખલ થયો. તે શિકારી તથા માંસભક્ષી વર્ગનો હતો. આફ્રિકાના અજાણ્યા પ્રદેશમાં એકલા રહેતાં અગર મુસાફરી કરતાં તે હમેશ માફક પોતાના બચાવ માટે ટેવાયેલો હતો. આ માણુસ મી. સી—જ્યારે મી. ગાંધીને મળ્યો ત્યારે તે લગભગ ચાળીસ વર્ષનો હોવો જોઇએ. તે જંગલના જીવન કરતાં ઉચ્ચ જીવનની શોધમાં હતો.

મી. ગાંધીને મળ્યા પહેલાં ફિનિકસના તેના પ્રયોગ વિષે તેને ખબર હતી કે કેમ તે હું જાણુતી નથી. પણ જોહન્સબર્ગમાં મળ્યા પછી તરતજ તેના આગલા જીવનનો તેણે ત્યાગ કર્યો અને ફિનિકસ સંસ્થાનમાં દાખલ થયો. સંસ્થાનના બીજા સભ્યોની માફક તે એક અતિ સાદા બંગલામાં રહેતો ઘરનું કામકાજ પોતે કરતો અને અભ્યાસ તથા ધ્યાનથી સંસ્થાનના જીવનમાં મદદ કરતો.

એક દિવસ છાપરામાં સાઇકલ લેવા જતાં તેણે તેની નજીક એ સર્પને ગુંચળું વળેલ જોયા. તેમને જોયા પહેલાં તેણે કંઇક કરેલ હશે કેમકે તેઓ પોતાની ફેણ ઉંચી કરવાની તૈયારીમાં હતા. તેણે શાંત ઉભા રહીને તેમને જોયા. છાપરું નાનું તથા સાંકડું હતું અને તેમાં એટલી બધી વસ્તુઓ હતી કે સર્પથી છેટે ચાલી જવા પુરતી અથવા તો બારણામાંથી બહાર નીકળવાની જગ્યા નહોતી કેમકે તેમ કરવા જતાં તેને તેમની પાસે થઈને નીકળવું પડે. તેને એમ લાગ્યું કે છાપરામાંથી બહાર જઈ સર્પને તેમને તેમ રહેવા દેવાથી પણ મુશ્કેલીનો અંત આવશે નહિ કેમકે તેને સાઇકલની તરત જ જરુર હતી. તેને ચૌદ માઇલ દૂર ડરબનમાં તરત પહોંચવાનું હતું. તેના મનમાં પહેલો વિચાર આવ્યો તે તદ્દન સ્વભાવિક હતો. કંઇ હથિયાર ગોતી સર્પને મારી નાખવો. પણ તે વિચાર તે અમલમાં મુકે તે પહેલાં તેને નવો સિદ્ધાંત યાદ આવ્યો અને પોતાની આકરી કસોટી કરવાનો નિશ્ચય કર્યો. તેણે મનમાં વિચાર્યું. " પ્રેમથી સર્વ વસ્તુઓ જીતી શકાય છે. ઇશ્વરની કોઈપણ કૃતિથી મનુષ્યે ડરવું ન જોઇએ. " તેથી તેણે શાંતિ રાખવાનો, તથા મનમાંથી ભયની લાગણી દૂર કરવાનો જ નહિ પરંતુ અણગમો અને તિરસ્કારની લાગણી પણ દૂર કરવાનો નિશ્ચય કર્યો. ધીમેથી બારણા પાસે જઈ, થાંભલા પાસે તે શાંત ઉભો. સર્પો હવે પુરેપુરા જાગ્રત થઈ ચાલવા લાગ્યા. પહેલાં તો એકે આસપાસ જોયું પછી ધીમેથી મી. સી—પાસે અને બારણા પાસે ગયો. પણ મી. સી —તો અડગ ઉભા રહ્યા. તે હાલ્યાચાલ્યા નહિ કે, મનને

નબળું થવા દીધું નહિ. સર્પ તેની નજીક થઇને ખુલ્લામાં ચાલ્યો ગયો. બીજા સર્પે પહેલાનું અનુકરણ કર્યું. પોતાની ફેણ ડાબી જમણી ફેરવીને તે મી. સી.—ની તદ્દન નજીક આવ્યો, લગભગ તેને અડકયો; પછી તે બારણામાંથી ચાલ્યો ગયો. મી. સી—ને કંઇ ઇજા થઇ નહિ. અમે બધાએ તુરત આ વાત સાંભળી અને તેની અમારા પર ખૂબ અસર થઈ પણ બીજા કોઇએ ત્યાર પછી પણ આ પ્રયોગ કર્યાનું મેં સાંભળ્યું નથી. વર્ષો પછી મને ખબર પડી કે મી. ગાંધીએ એક ઝેરી સાપને પોતાના પગપર થઇને જવા દીધો હતો.

× × ×

ફિનિકસમાં બનેલા એક બીજા બનાવમાં પણ મી. સી–મુખ્ય પાત્ર હતા. તેણે બે મોટા ભયંકર, લાલ અને ઝેરી કાનખજુરાને પોતાના ખાટલાના ઓશિકા પાસે જાળની માફક ઘર બાંધવા દીધું. ત્યાં શાંતિથી તે નિરાંતે ઉંઘતા. આમ કરીને તે પોતાની ઇચ્છાશક્તિ, મી. ગાંધીના સિદ્ધાંત તથા જીવન માટે પ્રેમનો સિદ્ધાંત સાબીત કરતા હતા. ફિનિકસમાં થોડો વખત રહીને યુરોપમાં જીવદયાનું કામ કરવા માટે મી. સી–દક્ષિણ આફ્રિકામાંથી ઉપડી ગયા.

× × ×

મનુષ્ય અને પશુની જીંદગીની કીંમત વિષે જ્યારે જ્યારે મી. ગાંધી સાથે મારે ચર્ચા થતી ત્યારે ત્યારે પૃથ્વીપર મનુષ્યજીવન ઉચ્ચ છે તેથી તેનું રક્ષણ થવું જોઇએ અને જ્યાં મનુષ્ય તથા પશુની જીંદગીનો પ્રશ્ન ઉપસ્થિત થાય ત્યારે મનુષ્યની જીંદગી માટે પશુની જીંદગીનો ભોગ આપવો જોઇએ તેમ હું વારંવાર દલીલ કરતી.

મી. ગાંધીએ એક વખત સામો પ્રશ્ન કર્યો "તમે કેમ ધારી શકો કે પરમેશ્વર પાસે પશુ કરતાં મનુષ્ય જીવનની વધારે કીંમત છે?"

"કારણકે ઉત્ક્રાંતિના ત્રાજવામાં મનુષ્યજીવન ઉંચું છે. મનુષ્ય પરમેશ્વર વિષે વિચાર તો કરી શકે છે જ્યારે પશુ તેમ કરી શકતું નથી અને તે જ હકીકત તેને ઉંચુ તથા અગત્યનું સ્થાન અપાવે છે."

મી. ગાંધીએ કહ્યું "છતાં કેટલાયે મનુષ્યો ખેતરનાં પશુ કરતાં ખરાબ વર્તન ચલાવે છે. તેઓ વધારે ઘાતકી છે કેમકે ક્રૂરતામાં તેઓને આનંદ આવે છે. પશુઓ તો અનાજ માટે હત્યા કરે છે પણ મનુષ્યો તો તેના જાતિભાઇને મારી નાખવા ઉપરાંત દુઃખ પણ દેશે."

મેં કહ્યું "હું તે બધું જાણું છું. છતાં મારો મત એવો છે કે દુનિયામાં પશુ કરતાં મનુષ્યનું સ્થાન વધારે ઉંચુ છે અને પશુને જીવાડવા માટે મનુષ્ય જીંદગીનો નાશ કરવો જોઇએ નહિ."

"પણ એક બીજાનો નાશ કરવાની શી જરુર છે? બન્ને રહી શકે તેટલી વિશાળ પૃથ્વી નથી?"

મેં જવાબ આપ્યો "ઘણીવાર, નથી. કેટલાક પશુઓની સંખ્યા એટલી જલદી વધે છે કે જો તેઓનો નાશ કરવામાં ન આવે તો મનુષ્ય જાતિ જીવી શકે નહિ. દાખલા તરીકે ઓસ્ટ્રેલિયાના સસલાનો પ્રશ્ન લો."

પરંતુ મી. ગાંધી આવી દલીલ સાથે કદિ સંમત થતા નહિ. અતિ ક્રૂર અને ભયંકર પ્રાણીઓ માણસની સાથે જ રહીને એક બીજાને જરા પણ ઈજા ન કરે તેવા દાખલા પોતાના મતના પ્રતિપાદન અર્થે મી. ગાંધી હિંદની દંતકથાઓમાંથી વાર્તારુપે આપતા. હિંદુસ્તાનમાં તેના આશ્રમના વાંદરાનો પ્રશ્ન, ઓસ્ટ્રેલિયાના પ્રશ્ન જેવો જ ઉપસ્થિત થયાનું હું માનું છું ( જો કે તે બાબતનો તેણે નિર્ણય કર્યો નથી. )

પોતાના બચાવ માટે તદ્દન અશક્ત મનુષ્ય, ભૂખ્યા પ્રાણીનો ભક્ષ થઇ જવાના ભયમાં હોય, તેવા મનુષ્યને આપણી સંભાળમાં મુકેલ હોય તો આપણી ફરજ શું હોય તેની એક બીજા પ્રસંગે અમે ચર્ચા કરતા. મી. ગાંધીએ કહ્યું કે " જો તેવો પ્રસંગ બને અને મૃત્યુના પંજામાં પડેલો માણસ ભૂખ્યા પશુ માટે બુદ્ધની માફક પોતાનું જીવન અર્પણ કરી દે તો તે સ્વાર્પણની ઉચ્ચ કક્ષા હતી. "

મેં કહ્યું " પણ ધારો કે પશુ માટે પોતાની જીંદગી અર્પણ કરવાને મનુષ્યની ઇચ્છા ન હોય અને પશુને મારી નાખી હું તેને બચાવી શકું તો ? હું જાણું છું કે સિદ્ધાંતમાં બુદ્ધની વાત ગમે તેવી ભવ્ય હોય છતાં જે મનુષ્યની જીંદગી માટે મને પ્રેમ હોય અથવા હું જોખમદાર હોઉં, તે જંગલી પશુના ભયમાં હોય તો મારા રક્ષણ નીચેના માણસની જીંદગી માટે તે પશુને મારી નાખવાનું મને ડહાપણ અને સામર્થ્ય આપવાની હું પ્રાર્થના કરું. અને જો હું ફતેહમંદ થાઉં તો જે પ્રભુએ મને બળ આપ્યું તેનો આભાર માનું. "

મી. ગાંધીએ હસીને કહ્યું "હા, હું માનું છું કે તમે તેમ જ કરો. દરેક માણસને પોતાની ફરજ બજાવવાની હોય છે અને જ્યાં સુધી તમે તે મુજબ ધારશો ત્યાં સુધી તમે તે રસ્તે ચાલવામાં સાચા છો.

× × ×

અમારી વચ્ચે બીજો ચર્ચાનો–લગભગ વિવાદનો–વિષય ઘરના મુખ્યની બીજા સભ્યો પરની અનિયંત્રિત સત્તા વિષે હતો. પતિ અથવા પિતાને પત્ની અથવા બાળકના જીંદગી પર કંઇ હક્ક હોય તેમ માનવા હું તૈયાર નહોતી. અબ્રહામે પ્રભુને પોતાના પુત્રનું બલિદાન આપ્યું તે વાર્તા ઉપરથી એક વખતે ચર્ચા ઉપસ્થિત થઈ. મી. ગાંધીએ તે વિષે ખૂબ લાગણી તથા સંમતિ દર્શાવી.

મેં જરા અધીરાઈથી કહ્યું "પણ તે મનુષ્યનો ભોગ નથી. પત્ની અગર માતાની વાત ન કરીએ તો પણ તે પુત્રનો ભોગ છે. જો મનુષ્ય પોતે પોતાનો ભોગ આપે તો કદાચ તે તેની મરજીની વાત છે. પણ તે બીજાનો ભોગ આપી શકે નહિ, પોતાના બાળકનો પણ નહિ. તેને તેવો કશો પણ હક્ક નથી. બાળકનું તેને રક્ષણ કરવાનું છે. નાશ નહિ." મી. ગાંધીએ કહ્યું. "હા, તે તમારા શાસ્ત્રની વાત છે. પ્રભુએ અબ્રહામને પુત્રનું બલિદાન આપવાનું કહ્યું."

મેં કહ્યું "તે મારા શાસ્ત્રની વાત છે તે હું જાણું છું. પરંતુ પોતાને આઇઝાકનો ભોગ આપવા પ્રભુએ અબ્ર-

હામને બોલાવ્યાનું હું માનતી નથી, ઇશ્વર સંબંધી તે મનુષ્યની કલ્પના હોય તેમ હું માનું છું. દરેક મનુષ્ય આત્મા, પોતા માટે ઇશ્વરને જવાબદાર છે અને જે જીવનપિતાએ ઉત્પન્ન કર્યું તેને ઇજા કરવાનો તેને હક્ક નથી. બાળકનું જીવન નાશ કરવા માટે પિતાના તાબામાં નથી અને પોતાના બાળકના નાશના પ્રયત્નનું માન ખોટી જવું તે મને મનુષ્ય માટે જંગલી લાગે છે. આવા ઘાતકી વિચારથી હું ગુસ્સે થાઉં છું અને મને ખૂબ લાગી આવે છે." મી. ગાંધીએ પ્રશ્ન પૂછતાં કહ્યું "ત્યારે તમે તમારા શાસ્ત્રને માનતા નથી ?"

"તે વાર્તા અમુક બનાવનું સત્ય સ્વરુપ હોય પરંતુ અબ્રહામ આઇઝાકને મારી નાખે તેમ ઇશ્વરે ધાર્યું હોય તેમ હું માનતી નથી."

મી. ગાંધીએ શાંતિથી વચમાં બોલતાં કહ્યું "પરમેશ્વરે તેને તેમ કરવા રજા આપી નહિ. પ્રભુમાં અબ્રહામની શ્રદ્ધાની કસોટીમાં આખી વાર્તાનું તત્વ આવી જતું નથી ? જ્યારે તેના વહાલા પુત્રની માગણી કરવામાં આવી ત્યારે પ્રભુને તે પણ અર્પણ કરવાને તે ખુશી હતો."

"હું માનું છું કે તે જ તેનો સાર છે, અને તે સાર હું સમજી શકું છું પણ પત્ની અથવા બાળકના જીવન યા મૃત્યુ પર મનુષ્યનો હક્ક છે તે માન્યતા હું સમજી શકતી નથી. આઈઝાકે અગર તેની માતાએ આ વિષે શું ધાર્યું તે વિષે કશું કહેવામાં આવ્યું નથી. ફક્ત અબ્રહામે આપેલ ભોગની વાત થાય છે."

મી. ગાંધીએ માથું ધૂણાવ્યું. તેણે કહ્યું " તમને તેની ખૂબી સમજાતી નથી. આઇઝાકે ભોગ તરીકે હોમાવાની હા પાડી હોય કે નહોય પરંતુ તેથી પોતાના બાળકનો ભોગ આપવામાં પિતાને થતું દુઃખ ઓછું થયું ન હોત. તેથી ગમે તે રીતે અબ્રહામની શ્રદ્ધા તથા મનોવ્યથાની જ ગણત્રી કરવાની છે અને તેથી તે વાર્તા તેને લગતી હોય તેમ કહેવામાં આવે છે.

આ નાના સંસ્થાનના શાંત વિકાસમાં તરત જ અડચણ ઉત્પન્ન થઈ. ફિનિક્સમાં હું થોડા અઠવાડિયા રહી તેટલામાં નાતાલના (નેટીવો) રહેવાશીઓનો બળવો જાગ્યો અને અમને બધાને ઘણી અશાંતિ જણાઈ. અમારા ઝુલુ પાડોશીઓની અમને જરા પણ બીક લાગતી નહોતી તો પણ અમારાથી થોડે દૂર બળવાખોરોની મોટી છાવણી હતી અને બળવો શાંત કરવા અમારા સૈનિકોને દિનપ્રતિદિન વધતી સંખ્યામાં મોકલવામાં આવતા હોવાથી અમારા ઘણાખરાને ચિંતા થઇ.

મેં જોહન્સબર્ગ છોડયું ત્યારપહેલાં તરત જ બનેલો એક રમુજી બનાવ મને યાદ આવે છે. મારી એક અંગ્રેજ બેનપણીએ તે પોતાને બન્યાનું કહ્યું હતું. ઝુલુ લોકોમાં તોફાનની તૈયારી હતી અને જોહન્સબર્ગમાં ઘરમાં કામ કરનારા છોકરા ઘણાખરા નાતાલના ઝુલુ હતા તેમાં તેની અસર

થવા લાગી હતી. તે ભયનો વખત હતો અને આખો દિવસ આ નોકરો સાથે એકલી રહેતી શ્વેતવર્ણી સ્ત્રીઓ આત્મ-રક્ષણ માટે હથિયારનો ઉપયોગ ખાનગીમાં શીખતી હતી. સદ્‌ભાગ્યે તેની જરુર ટ્રાન્સવાલમાં કદિ ઉત્પન્ન થઇ નહિ.

મારી બેનપણીને ત્યાં ઘણાં વર્ષોથી ટોમ નામનો છોકરો રસોડામાં નોકર હતો. બીજી પત્ની પરણવા માટે તે વખતો-વખત પોતાની બચત લઇને પોતાના ગામમાં જતો પરંતુ ખરે વખતે નોકરી બજાવવા તે હાજર થઇ જતો. તેને મારી બેનપણી પર લાગણી હતી અને મારી બેનપણીને પણ તેના પર ખરો પ્રેમ હતો.

જોહન્સબર્ગમાં ઘરમાં કામકરનારા નોકરો બળવો કરી પોતાના શેઠને કાપી નાખવાના હતા તેવી ગપ એક દિવસ સાંભળીને તેણે અર્ધું સાચું અર્ધું મશ્કરીમાં તેને કહ્યું " જો નોકરો બળવો કરે તો ટોમ તું મને ઇજા નહિ કરે ને ? "

ટોમે ખાત્રીથી કહ્યું " ના. ટોમ તો પડખેના ઘરની શેઠાણીને મારી નાખશે. ને પડખેના ઘરનો નોકર તમને મારી નાખશે ! "

આ દિલાસાથી મારી બેનપણીને લગભગ મૂર્ચ્છા આવી ગઈ. મી. ગાંધીએ પાછળથી જ્યારે આ વાત સાંભળી ત્યારે તેને ઘણી રમુજ પડી. પણ તે વખતે મારી બેનપણીના દૃષ્ટિમાં આ બનાવે જુદું રુપ ધારણ કર્યું હતું.

વાત આગળ ચલાવીએ. મી. ગાંધીએ યુદ્ધના મેદાન પર અશક્ત માણસોને લઈ જવાની ખાટલી ( સ્ટ્રેચર ) લેનારાની એક ટુકડી ઉભી કરવાની સરકાર પાસે રજા માગી.

તે માગણી જો કે તાત્કાલિક સ્વીકારવામાં આવી નહિ પરંતુ ગમે તે વખતે તેને બોલાવવામાં આવશે તે જ્ઞાનથી લોકોમાં અશાંતિની લાગણી જરા વધી.

જોહન્સબર્ગથી મારા પતિ આવતાં અમે અમારા માટે એક નાનું ઘર લીધું. તે વસાહતના છેડે આવેલું બે ઓરડાનું મકાન હતું જેમાં કંઈ ફર્નિચર નહોતું. અહીંઆ પરિણીત જીવન પછી પહેલવહેલાં મેં ઘર વસાવવા યત્ન કર્યો. પગુ યોગ્ય ખોરાક મળવાનો અસંભવ, સર્પ કાનખજુરા અને બીજા ઝેરી જીવડાનો ભય, મારા જેવી શહેરમાં ઉછરેલી બાળાની નિરાશા તથા છેવટે બળવો—આ બધું મારા માટે અસહ્ય હતા. આખી રાત હું જાગતી પડી રહી બંદુકના અવાજો અને મૃત્યુ પામતા લોકોની ચીસો સાંભળવાની કલ્પનાં કરતી. ફિનિક્સમાં પોતાની સાથે રહેવાની બાબતની મી. ગાંધીએ ચર્ચા કરી અને નક્કી કર્યું કે હાલ તુરત તો મને ડરબન મૂકી જવાનું મારા પતિ માટે યોગ્ય હતું. તે પ્રમાણે ગોઠવણ કરવામાં આવી અને ડરબનમાં જીવન ગાળવા એક સવારે મેં ફિનિક્સ છોડયું. ખાકી કપડાં પહેરેલ એક માણસ મારી સાથે ગાડીમાં હતો. તેની પાસે પડેલ કોથળામાં બામ-દ્દાનું માથું હતું તેમ તે કહેતો હતો. ઝુલુ આગેવાનના માથાની કીંમત હોવાથી મેં તે વાત માની પણ તે ખરેખર સાચી હતી કે કેમ તે હું જાણુતી નથી. ઇંડિયન ઓપિનિયનનું અધિપતિ તરીકેનું કામ કરવા મારા પતિ અઠવાડિયામાં કેટલાક દિવસ ફિનિક્સ જતા અને હું કોઈવાર તેની સાથે જતી.

અમે ફિનિક્સ છોડયા પછી મી. ગાંધીની માગણી સ્વીકારવામાં આવી અને પોતે ભેગા કરેલ માણસોની નાની

ટુકડી લઇને તે રણમેદાનમાં ગયા. આ લોકોની ફરજ તેમને સમજાવવામાં આવી હતી. પોતાના પતિના જીવનના આ નવા પગલાથી મિસિસ ગાંધીને સામાન્ય રીતે ચિંતા થઈ. પણ મી. ગાંધીને લાંબો સમય બહાર રહેવું પડયું નહિ. બળવો તરત જ શાંત થયો અને મી. ગાંધી ફિનિક્સ પાછા ફર્યા, પણ ત્યાં રહેવા માટે નહિ.

ટ્રાન્સવાલમાં હિંદી કોમમાં બનેલા બનાવોથી તેની હાજરીની ત્યાં જરુર જણાઇ. મારે અને મારા પતિએ તેની પાછળ એકાદ બે અઠવાડિયામાં ત્યાં જવું તેવી ગોઠવણ કરીને તે લગભગ તરત જોહન્સબર્ગ જવા ઉપડયા. જોહન્સબર્ગમાં પહોંચ્યા પછી દૂર પરામાં તેણે એક ઘર ભાડે લીધું, અને ઓછામાં ઓછું ફર્નિચર વસાવ્યું. થોડા વખત પછી અમે ત્યાં ગયા. મિસિસ ગાંધી અને ત્રણ બાળકો ફિનિક્સમાં રહ્યાં અને વખત મળ્યે છોકરાઓને જેવા તેવા પાઠ શીખવવામાં આવતા હતા. આ વખતે મોટો છોકરો યોગ્ય કેળવણી માટે માગણી કરી રહ્યો હતો. ફિનિક્સથી મારા ઉપડયા પહેલાં તેણે મને કહ્યું. " મારા પિતાને યોગ્ય કેળવણી મળી છે તો મને શા માટે ન મળે ? "

મેં તેના પ્રતિ સહાનુભૂતિ દર્શાવીને તેના પિતાએ જે કહ્યું હતું તે તેને કહ્યું.

તેણે જવાબ આપ્યો " તે બધું ઠીક છે. જો મારા પિતાને કેળવણી મળી નહોત તો જે કામ તે અત્યારે કરે છે તે કરતાં ન હોત. મારે પણ કેળવણી લેવી છે. "

મી. ગાંધી સાથે આ બાબત વાત કરવાનું મેં વચન આપ્યું, પણ મને જરાપણ વિજયની આશા નહોતી.

જે નાના ઘરમાં મને લઇ જવામાં આવી હતી તેમાં સૌન્દર્યનું નામ નહોતું. જે વસ્તુઓને હું જરુરી માનવાને ટેવાઈ ગઇ હતી તે પણ તેમાં નહોતી. જમીનપર પાથરવાને શેતરંજી નહોતી તેમજ બારીઓને પડદા પણ નહોતા.

મેં આવીને આખી જગ્યા જોઇ, હું શું કરી શકું તે વિચારવા લાગી. હું જાણતી હતી કે મી. ગાંધીને ફરીથી વચલા વર્ગના લોકોનું ઘર બનાવવાની ઇચ્છા નહોતી, અને મારા પતિ, મી. ગાંધીની માફક હિંદી કોમમાં ઉત્પન્ન થયેલ નવી મુશ્કેલીઓમાં ગુંચવાઈ ગયેલ હોવાથી 'ઘર' ને માટેની વિગતોમાં ઉતરવાને તૈયાર નહોતા. મેં સત્વર વસ્તુસ્થિતિ સુધારવા માંડી. રસોડાનો ઓરડો બનાવ્યો કે જ્યાં ભોજન લઇ શકાય. અને આગલા ઓરડામાં પુસ્તકો ગોઠવીને તેનું દિવાનખાનું બનાવ્યું. બીજા બે સુવાના ઓરડા હતા. એક મી. ગાંધી માટે તથા બીજો મારા તથા મારા પતિ માટે. બધા ઓરડા એટલા નાના હતા કે તેમાં બે પથારી ભાગ્યે જ સમાઈ શકે. નોકર માટે બહાર એક ઓરડી હતી પરંતુ અમારે નોકર રાખવાનો નહોઇ મી. ગાંધીની દેખરેખ નીચેનો એક હિંદી તેમાં રહેતો હતો.

જોહન્સબર્ગમાં મારા આવ્યા પછી થોડા દિવસે ઘર માટે થોડા પડદા, શેતરંજી તથા બીજી વસ્તુઓની મેં મી. ગાંધી પાસે માગણી કરી.

મી. ગાંધીએ આશ્ચર્ય પામીને પૂછ્યું "શા માટે ? તમારી બારીમાંથી દેખાતો પ્રદેશ કોઈ પણ ચિત્ર કરતાં વધારે સુંદર નથી ? તોપછી તમે તેને શા માટે પડદાથી બંધ

કરવા માગો છો ? આકાશ દર્શન તથા સૂર્યાસ્ત તમને ગમે છે તેમ તમે કહેતા હતા. આહીં તો તે બધું તમારી સામે છે; તમે તેને પડદાથી શા માટે ઢાંકી દેવા માગો છે તે હું સમજતો નથી."

મેં જવાબ આપ્યો "ઝીણા મલમલના પડદાથી તે ઢંકાઈ જશે નહિ. બારીની બાજુમાં તે આવી જવાથી લાકડું દેખાતું બંધ થશે. વળી આખો દિવસ હું બારીની બહાર જોઈ શકું નહિ. ઉપરાંત ૭ વાગ્યા પછી તરત અંધારું થતું હોવાથી મારે ભીંત પર નજર નાખવી પડે છે. ઘરમાં તો કંઇ સૌન્દર્ય નથી. બધું સોંઘું છે અને ઉજ્જડ જેવું લાગવાથી મને ચિંતા થાય છે. બહુ જ થોડા પૈસાથી–માત્ર એકાદ બે ચિત્રોથી હું તેને ખૂબ સારું દેખાડી શકીશ. હું તે બેડોળ ભીંતને ઢાંકી દેવા માગું છું."

મી. ગાંધીએ કહ્યું; "પણ તમે આહીંથી જોઈ શકો છો તે કરતાં વધારે સુંદર ચિત્ર હોવાનું તમે માનો છો ?" આમ બોલીને નાના દીવાનખાનાની બારીમાંથી મી. ગાંધીએ બહારના સૃષ્ટિ સૌન્દર્ય તરફ હાથ લંબાવ્યો. તમે એવી વસ્તુઓ શા માટે ભેગી કરો છો કે જેના પર ખૂબ વખત ગાળવો પડે ? તમે કહ્યું કે તમારે સૌન્દર્યની જરુર છે. તમારી આસપાસ બધે તે છે. ઇશ્વરે તમને સાચું તત્વ આપ્યું છે તો પછી મનુષ્યકૃત વસ્તુઓ મેળવવા શા માટે તમે ચિંતા કરો છો ?"

મેં જવાબ આપ્યો "મનુષ્ય અને ઇશ્વર પ્રત્યેનો તફાવત તમારી માફક હું સહેલાઈથી સમજી શકતી નથી.

બન્ને વચ્ચેનો ભેદ હું સ્પષ્ટ રીતે કહી શકતી નથી. જો મનુષ્ય સુંદર ચીજો ઉત્પન્ન કરે તો તેની મારફત પ્રભુ બોલતા હોય છે."

મી. ગાંધીએ ફરીથી દલીલ કરી. "પણ, જો તમારી પાસે પ્રભુ હોય તો મનુષ્યની પૂજાની શું જરુર છે?"

મેં જવાબ આપ્યો "મનુષ્યદ્વારા હું પ્રભુને પૂજી શકું."

"ના, મનુષ્યની પૂજામાં તમે ઇશ્વરદર્શન ગૂમાવો છો.'

"હું તમારી સાથે મળતી આવતી નથી. મનુષ્યે ઉત્પન્ન કરેલ સુંદર વસ્તુ જોઇને મારામાં પ્રેમ અથવા સૌન્દર્યની ગૂઢ લાગણી થાય તેમ હું માનું છું. મનુષ્ય ઇશ્વરનો દુભાષિયો છે."

થોડો સમય ચુપકીદી રહી. પછી મી. ગાંધીએ કહ્યું. "વારુ, તમને એમ લાગે કે તમારે શેતરંજી તથા પડદાની જરુર છે તો તમને તે મળશે. આપણે આ બાબત હેન્રિ સાથે વાતચિત કરશું." થોડા દિવસમાં શેતરંજી આવી. અને હું બારી માટે પડદા તથા ખુરશીઓ માટે ગાદી કરવા લાગી. ભીંતને માટે ચિત્ર પણ મેળવવામાં આવ્યું અને થોડા અઠવાડિયામાં નાનું ઘર ખરું 'ઘર' બની ગયું.

જે વસ્તુઓ હું ઘરમાં વધારતી તે માટે મી. ગાંધી મને ચીડવતા ને કહેતા કે આવી વસ્તુઓ બનાવવામાં તથા તેને વ્યવસ્થિત રાખવામાં જે વખત હું ગાળતી તે જ્ઞાન પ્રાપ્તિમાં ગાળી શકાય તેમ હતું. જ્ઞાન મેળવવાની ઇચ્છા મેં ઘણી વખત પ્રદર્શિત કરી હતી.

મેં કહ્યું "પણ ભરત ભરતાં હું વિચાર કર્યા કરુ છું. મારા હાથ કામ કરે તે દરમિયાન મગજ નિષ્ક્રિય બેસતું નથી. ભરત કામ શાંતિદાયક છે."

સુતર કાંતતી વખતે પોતાના મનમાં અસંખ્ય પ્રશ્નોના વિચાર ચલાવતી વખતે મહાત્મા ગાંધીને આ વાત યાદ આવે છે કે કેમ તેનું મને કેટલીક વાર આશ્ચર્ય થાય છે.

હું પહેલાં કહી ગઈ તેમ અમારે નોકર રાખવાનો નહોતો પરંતુ એવી ગોઠવણ હતી કે ઘરકામનો બોજો મારા એકલાપર પડે નહિ. ઘરના એક માણસની ફરજ બારીઓ સાફ રાખવાની હતી. બીજાની ફરજ વાડો વાળીને સાફ કરવાની હતી. મારી તૈયાર કરેલ યાદી પ્રમાણે એક માણસ બજારમાંથી બધી વસ્તુઓ લાવતો. સવારના નાસ્તામાં ફળ અને રોટી હતાં. અને દરેક જણ પોતાને જોઇએ તે તૈયાર કરી લેતું. બધા પુરુષો સવારમાં વહેલા ચાલ્યા જતા અને ઘરની વ્યવસ્થા રાખવા માટે તથા સાંજનું વાળુ તૈયાર કરવા માટે મને આખો દિવસ મળતો. ભોજનની વસ્તુઓ પુરુષ વર્ગ ધોઇ સાફ કરતો. સાંજની મારી ફરજ સાફ કરવાની હતી. પરંતુ આ ગોઠવણ સંતોષકારક જણાઈ નહિ. મી. ગાંધીને તથા મારા પતિને પોતાપર આવી પડેલ ઘરની ફરજો બજાવવાનો વખત નહોતો અને થોડા સમય પછી રસોડાના કામકાજ તથા બારીઓ માટે એક નાના હબસી છોકરાને નોકર રાખવામાં આવ્યો. પણ તદ્દન શિખાઉ હોવાથી ટેબલ સાફ કરવાને બદલે કાળું કરતો માલુમ પડવાથી તેને રજા આપી બીજાને રાખવામાં આવ્યો.

જમીન, સ્ટવ અથવા બારી સાફ કેમ કરવી તે હબસીને શીખવવાના મારા પ્રયત્નો જોઇ મી. ગાંધીને રમુજ પડી. પણ હું માતૃપદ પ્રાપ્ત કરવાની તૈયારીમાં હોવાથી તેને પણ

લાગ્યું કે ઘરમાં કોઇ યોગ્ય મદદગારની જરૂર છે અને આખરે એક મહિના સુધી એકલા કામ કરીને, મારા પહેલા બાળકનાં જન્મ પહેલાં એક મહિને એક હબસી છોકરી મદદગાર તરીકે મને મળી. આનો અર્થ એ હતો કે મારે તેને રહેવા માટે ઓરડી આપવી. સદ્‌ભાગ્યે બહારની ઓરડીમાં રહેતો હિંદી, બહાર જઈ જોહનસબર્ગમાં તેના મિત્રો સાથે રહેવા માગતો હોવાથી તેણે ઓરડી મૂકી દીધી અને છોકરી તે ઓરડીમાં જઈ રહી.

× × ×

હવેના દિવસો બધાને માટે સખત મહેનતના તથા ચિંતાભર્યા હતા. હિંદી કોમના જીવનમાં અણીની પળ આવી પહોંચી હતી. હવે સાંજની શાંતિ અદૃશ્ય થઈ હતી. મી. ગાંધી ઘેર આવતાં પહેલાં વારંવાર મધરાત વીતી જતી. શહેરમાં પંદર કલાકની સખત મહેનત પછી ઘેર પહોંચવા તેને ચાર માઇલ ચાલવું પડતું હતું. પણ ત્યારે પણ તેનું કામ પુરું થતું નહિ. આસપાસની મુશ્કેલીઓની ચર્ચા કરવા તેના માણસો તેની સાથે ચાર માઈલ ચાલીને આવતા. જ્યારે બધા વાત કરીને થાકી ગયા હોય ત્યારે મધરાતે મી. ગાંધી ચાર પાંચ માણસો સાથે પાછા ફરે તે બનાવ અસામાન્ય નહોતો. તેઓ શહેરમાં જવા પાછા રવાના થાય તે પહેલાં થોડી ઉંઘ મળે તે માટે રસ્તામાં કામળાઓ પાથરવામાં આવતા. અમારા ઘર પાસેથી શહેરના મધ્ય ભાગમાં એક 'બસ' જતી પરંતુ તે શ્વેતવર્ણી લોકોની સગવડ માટે હતી કાળા લોકોને તેમાં બેસવા દેવામાં આવતા નહિ. આનો અર્થ એટલો જ કે મી. ગાંધીને મળવા આવનાર હિંદી લોકોને

કાંતો ચાલીને જવું પડતું કે ખાનગી ગાડી ભાડે કરવી પડતી. આ મુશ્કેલીની મી. ગાંધીએ પોતા માટે તો કદિ ફરિયાદ કરી નહિ. જો તેણે પરવાનગી મળવાની અરજી કરી હોત તો તેને મુક્તિ મળી હોત પરંતુ પોતાના જાતિભાઈ કરતાં વધારે લાભ મેળવવાની તેણે ના પાડી. વળી તે પોતે સાધારણ દૂર જવા માટે પગના ઉપયોગમાં માનતા પણ જ્યારે કોઇ વૃદ્ધ સ્ત્રી કે પુરુષ પોતાને થોડીવાર મળવા માટે પગે ચાલીને આવતા ત્યારે તેને વારંવાર આ મુશ્કેલી લાગી આવતી હતી.

એક રમુજી, પરંતુ બનતી વખત જરા ચમકાવનારો એક બનાવ આ વખત દરમિયાન બન્યો. રાત્રે મોડા કેટલાક મહેમાનો મી. ગાંધી સાથે આવ્યા હતા. તેમાંના કેટલાક લગભગ એક વાગ્યે રસ્તામાં કામળા નાખી સૂતા હતા. બીજા કેટલાક ઓટાપર સૂતા હતા. જગ્યામાં શાંતિ હતી. બધા સૂતા હતા, તેટલામાં અમે દબાઇ ગયેલ બૂમ તથા ઝપાઝપીનો અવાજ સાંભળીને ચમકયા તથા બીધા. અવાજ અમારા સુવાના ઓરડાની બારી નીચેથી આવતો હતો જ્યાં ઓટો હતો. અમે બારી ઉઘાડી નાખી એટલામાં કોઇએ દરવાજો ખોલ્યો. આ બનાવનું કારણ શોધતાં વાર લાગી નહિ. બે માણસો બહાર દેશાવરથી આવ્યા હતા અને મી. ગાંધીને તુરત મળવાનો નિશ્ચય કરી અમારે ઘેર ચાલીને આવ્યા હતા. રાત અંધારી હતી. તેઓને ઘર મળ્યું એટલે તેઓ બારણું શોધવા લાગ્યા. આમ કરવા જતાં તેઓનો પગ એક સુતેલા માણસપર પડયો, ઉંઘનાર આમ જાગવાથી કોઈ

ચોર પોતાપર હુમલો કરે છે તેમ માની, તરત જ મારવા મંડયો. બત્તી કરવામાં આવી, બધા બહાર આવ્યા અને વધારે વાતચિત ચાલી. મને ભય છે કે તે રાત્રે અમે કોઈ ઉંઘ્યા નહિ. જો કે આ બનાવથી સદ્‌ભાગ્યે કોઇને ઈજા થઈ નહોતી.

આવા બનાવો જો કે તે વખતે અડચણ કરતા, છતાં તે વખતનો ચિંતાનો બોજો હલકો કરતા હતા. કટોકટીના પ્રસંગમાંથી પણ હાસ્ય મેળવતાં અમે શીખી ગયા. મી. ગાંધી વસ્તુઓની હાસ્યરસિક બાજૂ જોવાનું કદી ભૂલતા નહિ અને તેના હાસ્ય તથા સાંત્વનના શબ્દોથી ઘણાયે દુઃખદાયક બનાવો કરુણારસિક થતા અટકી જતા.

ધંધાદારી મિત્રોમાં તથા અન્ય માણસોમાં હુશિયાર વકીલ તરીકે મી. ગાંધીની પ્રતિષ્ઠા હતી. અને કોર્ટમાં પણ તેમને માટે ઉંચુ માન હતું. જ્યારે ઑફિસમાં બહુ કામ હોય ત્યારે ઘણીવાર સાંજે મારા પતિ અને મી. ગાંધી વચ્ચે કેસોની ચર્ચા થતી અને હું કેટલીક વાર કાયદાની મુશ્કેલી ભરેલા પ્રશ્નોની ચર્ચા વખતે હાજર રહેતી. કેટલીક વાર અંદર રહેલી કાયદાની બારીકીથી કેસ રસિક ન બનતો તે મી. ગાંધીના તે પ્રતિના પ્રત્યાઘાતથી બનતો તેવો એક કેસ નીચે આપેલ છે.

બનાવ નાનો અને તુચ્છ હતો. એક માણસપર ચોરીનો આરોપ મુકવામાં આવ્યો હતો અને તેણે બચાવ કરવાને મી. ગાંધીને અરજ કરી હતી. જે માણસને પોતે અપરાધી માને તેને બીનગુન્હેગાર ઠરાવવા મી. ગાંધી કદિ અરજ ન કરે

તે તો જાણીતું હતું. તે ગુન્હો ઓછો થવાના સંજોગોની દલીલ કરે પણ ન્યાયાધીશ પાસે હાજર થઇને જાણતાં છતાં કદિ અસત્ય નિવેદન કરે નહિ. પોતાના અસીલે પોતાને છેતર્યા છે તેની જાણ થતાં કેસના કાગળો ફેંકીને કોર્ટમાંથી ચાલ્યા જવાના એકથી વધારે પ્રસંગો બન્યા હતા. દરેક અસીલને આ બાબતની આગળથી સૂચના આપવામાં આવતી અને તે જ સમજણથી તેમને કામ સોંપાતું હતું.

તેથી જ્યારે મી. ગાંધી તહોમતદારને મળ્યા ત્યારે તેણે તેની ઉલટપાલટ તપાસ કરી અને તરત જ તે માણસે ગુન્હો કર્યાનું કબૂલ કર્યું.

મી. ગાંધીએ પૂછ્યું "તમે તે કામ શા માટે કર્યું? તમે ચોરી કરતા હતા તે જાણતા હતા અને શિક્ષા પણ જાણતા હતા. વારુ, તમે તે શા માટે કર્યું?" માણસે છેલ્લો જવાબ આપ્યો "મારે જીવવું હતું."

મી. ગાંધીએ ધીમેથી તે શબ્દો ઉચ્ચાર્યા "તમારે જીવવું હતું કેમ? શા માટે?"

આ બનાવનો તથા મી. ગાંધીના પ્રશ્નના મને વારંવાર વિચાર આવ્યા છે. તે તેના મનોમંથનનું પ્રતિક હતું "તમારે શા માટે જીવવું જોઇએ? તમે જીંદગીના ફાળામાં શું આપી રહ્યા છો?" આ પ્રશ્નો સતત્ તેની દૃષ્ટિ સમીપ હતા.

એક બીજે પ્રસંગે એક અસીલ, પોતાના પર ગંભીર ગુન્હા માટે પકડવામાં આવ્યાના અને હમણાં જ જામીનપર છૂટયાના મી. ગાંધીને ખબર દેવા રવિવારે સવારે આવ્યો. બીજે દિવસે મી. ગાંધીને તેના વતી કોર્ટમાં આવવાનું તેણે

કહ્યું. મારા પતિ જાણતા હતા કે મી. ગાંધીપર કામનો બોજો અસહ્ય હતો તેથી રવિવારે કે જ્યારે માનસિક અને શારીરિક શક્તિઓનો સંગ્રહ થતો હોય ત્યારે અસીલને મળવા માટે જરા તકરાર કરી. મી. ગાંધીના જવાબમાં હળવો તથા હૃદય સોંસરો નીકળી જાય તેવો ઠપકો હતો.

" જે માણસપર આફત આવે તે રવિવારના આરામની દરકાર કરતો નથી. આ માણસ દુઃખી તથા ચિંતાતુર છે. ચાલુ અપરાધમાં તે દોષિત હોય તો પણ હું તેનાથી દૂર કેમ રહી શકું ? "

એક બીજે પ્રસંગે, મારા પતિ–ઑફિસનો હિસાબ રાખતા હોવાથી, ખબર પડી કે એક અસીલ પાસે મી. ગાંધીની મોટી રકમ લેણી પડતી હતી. તેને કેટલીયેવાર પૈસા ભરી જવાનું કહેવામાં આવ્યું હતું, અને તે વાતની સઘળાને ખબર હતી. તેથી મારા પતિએ પૈસા મોકલી આપવાનો અને જો તરત પૈસા ન આપે તો કાયદેસર પગલાં લેવાની ધમકી આપનારા પત્રનો મુસદ્દો કરી સહી કરવા માટે મી. ગાંધી સમક્ષ મૂકયો. પરંતુ મી. ગાંધીએ મારા પતિને તેડાવ્યા.

" અસીલો માટે તેઓની સૂચના મુજબ હું ગમે તેમ કરું પણ મારા પૈસા માટે હું કદિ કાયદાનું શરણ લેતો નથી તે તમે જાણતા નથી ? ધમકી તથા બળજોરીથી માણસ પ્રમાણિક બનતો નથી અને જો અસીલ ખુશીથી પૈસા ન આપે તો તરત જ પૈસા લેવાને બદલે ઉધાર રાખવામાં મારી મૂર્ખાઇ તથા દૂરદર્શીપણાના અભાવ માટે મારે જ સહન કરવું જોઇએ."

બીજો એક રસ પડે તેવો દાખલો કાયદા સંબંધી નીચેનો છે.

ડૉ. એફ. ઈ. ટી. ક્રૅાઝ હાલમાં દક્ષિણ આફ્રિકાની વડી અદાલતના ન્યાયાધીશ તથા તે વખતે જાણીતા એડવોકેટ પર બ્રિટિશ સરકારની સખત ઇતરાજી થઈ હતી. બોઅર લડાઇ વખતે રાજ્યદ્રોહના ગુન્હા માટે ઇંગ્લંડમાં તેના પર કામ ચલાવવામાં આવ્યું હતું અને પાછળથી વકીલ તરીકે તેનું નામ કાઢી નાખવામાં આવ્યું હતું. સુલેહ પછી ટ્રાન્સવાલમાં બ્રિટિશ અમલની સ્થાપના પછી તેણે અરજ કરી અને ટ્રાન્સવાલની વડી અદાલતમાં એડવોકેટ તરીકે તેને ફરીથી પરવાનગી મળી. મી. ગાંધી લડાઇ પહેલાં તેને જોહન્સબર્ગમાં સરકારી વકીલ તરીકે ઓળખતા હતા અને વકીલાત દરમિયાન તેના તરફથી ઘણી મદદ મળી હતી. તે દિવસે કામસર મી. ગાંધી કોર્ટમાં હતા. તેણે ડૉ. ક્રૅાસને સૌથી પહેલાં મુબારકબાદી આપી અને ધંધાદારીનો ઝભ્ભો પહેરાવામાં મદદ કરી. ત્યાર પછી 'ઈનરટેંપલે' મી. ગાંધીનું નામ રદ કર્યું છે તે વિચાર વિચિત્ર છે. પણ મને ભય છે કે મી. ગાંધીનો ફરીવાર બેરીસ્ટર તરીકે સ્વીકાર થાય તેનો આનંદ ડૉ. ક્રૅાઝને કદિ મળશે નહિ કેમકે મહાન હિંદી નેતા, હવે તો પોતાને 'ખેડુત અને વણકર' ગણાવે છે અને તેણે વર્ષો પહેલાં વકીલાત છોડી દીધી છે. આખરે વકીલાતનો આધાર શારીરિક શક્તિ પર છે તેમ તેણે એકથી વધારે વખત કહ્યું છે.

× × ×

હું ખોરાક સાથે અનેક જાતના પ્રયોગો કરી શાક તથા અનાજની જુદી જુદી વાનીઓ તૈયાર કરતી અને કેટલીક વાર મને તદ્દન નિષ્ફળતા મળતી તે વાત પણ હું જાણતી. પણ મારા પતિ અને મી. ગાંધી બહાદુરીથી તે ખાતા અને સામાન્યતઃ તે વખાણતા પરંતુ ઘણીવાર તો તે બીજા લોકોની સાથે વાતો કરતા તેથી તેઓ શું ખાતા હતા તે પર ધ્યાન અપાતું નહિ. કેટલીકવાર તો આ વસ્તુ મારા માટે શ્રેષ્ઠ હતી.

આ વર્ષો દરમિયાન અમે ખોરાકના વિવિધ પ્રયોગો કર્યા. કેટલાક મહિનાઓ સુધી રસોઇમાં મીઠું નાખવામાં આવતું નહોતું. કંઇ પણ મસાલા વિના પ્રાચીન પદ્ધતિથી રસોઇ કરવામાં આવી હતી. મને આ રસોઇ જરાપણ ભાવતી નહોતી છતાં મેં તે અજમાયશ ચાલુ રાખી. બીજી વખત ખાંડનો ઉપયોગ બંધ કરવામાં આવ્યો જેથી ' ગીરમીટીઆઓની મહેનતના પરિણામનો ઉપયોગ કરવો પડે નહિ. રસોઇમાં ગળપણ માટે ખારેક અથવા સુકી દ્રાક્ષ વાપરતી. પછી ઓલિવઓઇલ વાળી, વગર રાંધેલી વસ્તુઓનો વારો આવ્યો. મારે પોતાને આ વસ્તુઓ લેવી તેવી જરુર ન હોવાથી હું તેમ કરતી નહોતી. મારા પતિ તથા મી. ગાંધી અઠવાડિયા અને મહિનાઓ સુધી આ પ્રયોગો ચાલુ રાખતા અને પોતે જે વસ્તુઓનો પ્રયોગ કરતા હોય તે માટે પસંદગી બતાવતા હતા. ખોરાકના તત્વની, અને તેની શરીર પર થતી અસરની કીંમતી ચર્ચા ચાલતી અને નૈતિક દૃષ્ટિએ ખોરાક તપાસાતો. થોડો વખત કાચી ડુંગળીની કચુંબર, લોહી સુધારક તરીકે હમેશાં ભોજનમાં લેવાતી.

મને કહેવામાં આવ્યું હતું કે મી. ગાંધી અને તેના કેટલાક મિત્રો સ્પેનની ડુંગળીના એટલા શોખીન હતા કે તે મારા આવ્યા પહેલાં તેઓ નિયમિત રીતે જોહન્સબર્ગના વિશ્રાંતિ ગૃહમાં જતા અને ત્યાં તેઓએ "ડુંગળી ખાનારાઓનું સંયુક્ત મંડળ" સ્થાપ્યું હતું! આખરે મી. ગાંધી એવા નિર્ણય પર આવ્યા કે ડુંગળી મનની લાગણીઓને ઉશ્કેરે છે તેથી તેને ભોજનમાંથી રદ કરવામાં આવી. મી. ગાંધી કહેતા કે દુધ પણ મનુષ્યની વૃત્તિઓને ઉશ્કેરે છે અને તેથી ત્યાર પછી તેનો પણ ત્યાગ કરવામાં આવ્યો. કાચી ડુંગળી બંધ કરી તેની મને દરકાર નહોતી પણ દુધ બંધ કરવા માટે પ્રશ્ન મેં પ્રશ્ન ઉઠાવ્યો.

મેં કહ્યું, "જો દુધ વૃત્તિઓને ઉશ્કેરતું હોય તો પછી તેને બચ્ચાં તથા નાના બાળકો માટે શ્રેષ્ઠ ખોરાક કેમ ગણવામાં આવે છે?"

મી. ગાંધીએ જવાબ આપ્યો "બચ્ચાંઓ માટે માતાનું દુધ સારો ખોરાક છે પણ તે મોટા માણસો માટે ઉત્પન્ન થયેલું નથી."

મેં કહ્યું, "છોકરાંઓ માટે તે ખોરાક હોવાથી મોટાઓ માટે તે નિર્માણ થયેલું ન હોય, તે પર હું ધ્યાન આપતી નથી. પરંતુ મનોવૃત્તિ ઉશ્કેરનાર તરીકેની દલીલ તેની વિરુદ્ધ કેમ વપરાય તે હું સમજી શકતી નથી." મેં કહ્યું, "જો તે સાચું હોય તો દુધ પર ઉછરેલું બાળક નાની ઉંમરમાં પશુવૃત્તિ ધરાવતું થઈ જાય. માત્ર તેને દુધનો ખોરાક આપવામાં આવે તેથી નાના બાળકમાં કામવૃત્તિ ઉત્પન્ન થાય તેનો વિચાર કરો. તે વાજબી નથી!"

પરંતુ મી. ગાંધીના ખોરાકમાં ફરીથી દુધ આવ્યું નહિ અને પછી તેણે પોતે ગાયનાં દુધને કદિ ન અડકવાની પ્રતિજ્ઞા લીધી. આ પ્રતિજ્ઞા પછીના વર્ષોમાં તેણે પાળી છે. જો કે પાછળ જણાશે તે મુજબ મિસિસ ગાંધીને સંતોષવા ખાતર તે બકરીનું દુધ લે છે જેથી તેમની પ્રતિજ્ઞાને અડચણ આવતી નથી.

મેં એક વખત મી. ગાંધીને કહ્યું, "બીજા લોકો કરતાં આપણે ખોરાક વિષે વધારે વાત કરીએ છીએ તેની મને ખાત્રી છે. કઈ વસ્તુ ખાવી અને કઈ ન ખાવી તેનો જ આપણે સર્વદા વિચાર કર્યા કરીએ છીએ મને કેટલીક વાર એમ થઇ આવે છે કે આપણે ગમે તે ખાઇ લઇએ અને તેના વિષે વિચાર જ ન કરીએ."

મી. ગાંધીએ કસોટી કરવાના હેતુથી પૂછયું, "માંસ પણ?" મેં તેનો જવાબ આપ્યો, "મનુષ્યના મુખમાંથી શું નીકળે છે તેના પર તેની કીંમત છે નહિ કે તે શું ખાય છે તેના પર."

× × ×

મૈત્રીમાં સભ્યતાના સ્થાનની એક વખત અમે ચર્ચા કરતા હતા. મેં કહ્યું કે, અમુક વ્યક્તિ મને વધારે ચાહે છે તેથી, તે એક અજાણ્યા માણસ પ્રત્યે બતાવે તેટલો વિનય મારા તરફ ન બતાવે તે વિચાર મને ગમતો નથી."

મી. ગાંધીએ દલીલ કરી, "પણ પ્રેમ અને મૈત્રીનો હક્ક છે કે તેમાં તેવું બાહ્ય પ્રદર્શન હોય નહિ."

"હુ ઔપચારિકતા માટે દલીલ કરતી નથી પણ

દાખલા તરીકે એક માણસ પોતાની પત્ની માટે બારણું ઉઘાડવા ન ઉઠે તે માણસ અજાણ્યા માટે બારણું ઉઘાડવા ઉઠે તે શા માટે યોગ્ય ગણાય ?"

"પરંતુ મનુષ્યને પોતાના માણસો માટે હમેશાં વિચાર કરવાની જરુર નથી. પોતાના માણસો તો પોતાના શરીરના ભાગ જેવા છે."

મેં વાંધો લીધો "તે દલીલ મન પર કદાચ અસર કરે પરંતુ મગજ પર અસર કરતી નથી."

મી. ગાંધીએ કહ્યું "ત્યારે તમારું મગજ બહેર મારી ગયું લાગે છે. મેં તમને ઘણીવાર તે વિષે કહ્યું છે. તમારે તેના પર આધાર રાખવાનો નથી." એમ કહી તે હસવા લાગ્યા.

મેં કહ્યું, "હું મશ્કરી કરતી નથી. તમે આ બાબત ખરેખર શું ધારો છો તે હું જાણવા માગું છું."

"મનુષ્ય પોતાના હાથ સંબંધી વિચાર કરે છે કે તેના પર ખાસ ધ્યાન આપે છે? અલબત્ત નહિ, તે પોતાનો જ ભાગ હોવાથી બીજાની સાથે તેની સંભાળ લેવાય છે જ. આપણા નજીકના સગાં તેના જેવા જ આપણા પોતાના ભાગ છે અને તેથી તે ભૂલી જવાયલા દેખાય પરંતુ તેઓ ત્યાં હમેશને માટે હોય છે જ."

"હું ધારું છું કે, મને જરા દૂરની ધારી લેવામાં આવે તે હું પસંદ કરું. જેઓ મને ચાહે તેના અજ્ઞાત્ શરીરના ભાગ તરીકે એક બાજુએ રહેવા દેવામાં આવે તેમ હું ઇચ્છતી નથી."

મી. ગાંધીએ પૂછ્યું, "ત્યારે તમે શું ઇચ્છો ?"

"વારુ, હું પ્રેમ માટે જે ભોગ આપું તેના બદલામાં મારી દરકાર ન લેવાય તેમ ઇચ્છતી નથી. મને લાગે છે કે હું બીજાને ચાહું છું માટે તેને મારો બધો પ્રેમ અર્પણ કરવો અને પ્રેમ અને મૈત્રીના ભાગે આવતા સભ્યતાના નાના કાર્યો કરવા માટે રાહ જોયા કરવી."

"પણ તમે જાણો કે તમે બીજાની હૃદયમૂર્તિ છો તો પછી તે કહેવાની અને તેમ બતાવવાની જરુર ખરી કે ?"

મેં જવાબ આપ્યો , "હા, મને જરૂર લાગે છે—ચોક્કસ લાગે છે."

"સકળપ્રેમની માફક તેનું તે પ્રતિક નથી ?"

મેં જવાબ આપ્યો "મને ભય છે કે આપણે આડી વાતે ચડી ગયા. પહેલે પાછા જઇએ. મેં કહ્યું અને ફરીથી કહું છું કે, આપણા પ્રેમપર જેનો પહેલો હક્ક હોય તેના પ્રત્યે સુજનતા ન બતાવવી અને અજાણ્યા માટે આપણું હાસ્ય અનામત રાખવું તે હું ખોટું માનું છું. હું તેમ થતાં જોઉં છું અને હું ચીડાઉં છું કેમકે હું તે સાચું માનતી નથી."

મી. ગાંધીએ છેવટ જવાબ આપ્યો "ત્યારે તે વિષે વિચાર કરીને મગજને તકલીફ ન આપતા."

× × ×

તકરારનો બીજો વિષય, જેને હું "મી. ગાંધીનો અગવડ પ્રત્યે પ્રેમ" કહેતી તે હતો.

મેં એક વખત તેને કહ્યું "કોઈ પણ વસ્તુ કરવામાં તમે હમેશાં અગવડભર્યો રસ્તો કેમ પસંદ કરો છો તે હું સમજતી નથી."

તેણે જવાબ આપ્યો "પણ મને તે અગવડભર્યો લાગતો નથી. તમે શી બાબત ફરિયાદ કરો છો?"

"તમે કેટલીક ન કરવાની વસ્તુઓ કરો છો તે મને અગવડભરી લાગે છે. મને લાગે છે કે સિદ્ધાંતની તમારી વિચિત્ર કલ્પનાને અંગે તમે તે કરો છો. તમારે એક જગ્યાથી બીજી જગ્યાએ જવાનું હોય તો ઘાસથી આચ્છાદિત રસ્તે જવા કરતાં પત્થરવાળે રસ્તે જવાનું તમે હમેશાં પસંદ કરો છો."

"સુખ અને સગવડ હમેશાં ઈશ્વરી રસ્તાથી અળગાં છે. જ્યારે શરીર સગવડ માગે ત્યારે આપણે તેને પોતાની રીતે કામ કરવા દેવું જોઇએ નહિ."

"પરંતુ ઈશ્વર તમારા શરીરને બધો સમય દુઃખ દેવા ઇચ્છતો નથી."

"અને તે ખાતર તેના અસ્તિત્વની વાત તમે ભૂલી જાવ તેમ તે ઇચ્છતો નથી."

"ના. હું તે કબુલ કરું છું પરંતુ આપણી સગવડ માટે ઇશ્વર પુષ્પોથી આચ્છાદિત રસ્તા બનાવે છે તેમ હું માનતી નથી. આ ફુલોની અવગણના કરી પત્થરવાળે રસ્તે જઈ આપણા પગમાં ચીરા પાડવા તેવી તેની ઇચ્છા હોય તેમ પણ હું માનતી નથી."

"ઇશ્વરની સેવા પહેલાં આપણા શરીરની સગવડને અગ્રસ્થાન અપાવાનો તેમાં ભય છે.

મેં ફરીથી દલીલ કરી, "પરંતુ, ઇશ્વરના જગતના સૌન્દર્યની કદરમાં આપણે ઇશ્વરનું અસ્તિત્વ ભૂલી જતા નથી? પત્થર તેની કૃતિ હોય તો શું ઘાસ પણ તેની કૃતિ નથી?"

" આરામ અને આળસ શોધવાનું હમેશને માટે આપણને પ્રલોભન હોય છે અને આપણે તેનાથી બચવાનું છે."

પણ મી. ગાંધી જ્યારે આવી વૃત્તિ ધરાવતા હોય ત્યારે તેની સાથે દલીલ કરવી નકામી હતી. તેનું વલણ હમેશાં ત્યાગવૃત્તિ તરફ હતું, નહિ કે સૌન્દર્ય તરફ. અને એ કબુલ કરવું જોઇએ કે જ્યારે તેને કેદખાનાની અગવડો વેઠવી પડી ત્યારે તેની આ વૃત્તિ અને મહેનતુ સાદા જીવનનો અભ્યાસ તેને ખૂબ ઉપયોગી થઇ પડયો. તે તેના અનુયાયીઓ પાસે શાંતિમાં તેવી રીતે રહેવા પ્રતિજ્ઞા લેવરાવતા કે જેથી કરીને યુદ્ધના સમયમાં તે અગવડો સહન કરી શકે.

× × ×

મી. ગાંધી ૧૯૦૬ માં ઈંગ્લંડની ટુંકી મુસાફરીએ ગયા હતા અને ત્યાંથી આવ્યા પછી જ્યારે તે સામાન છોડવા લાગ્યા ત્યારે તે મારા માટે એક પાર્સલ લાવ્યા હતા. તેણે કહ્યું " આ ભેટ છે. "

વિસ્મય પામીને મેં તે ઉઘાડયું કેમકે જો કે તે ઉદાર હતા તો પણ સીધી ભેટ આપવાની તેને ટેવ નહોતી.

મેં પૂછ્યું " તે શું છે ? "

તેણે જવાબ આપ્યો, " ઉઘાડીને જુઓ. "

મારા પતિ મારી પાસે, ઓરડામાં હતા અને જ્યારે હું પાર્સલ ખોલતી હતી ત્યારે તે નીચા વળીને જોતા હતા. તેની અંદર કેશવર્ધક તેલની એક સુંદર બાટલી હતી. મેં શીશી જોઇને મુંઝાઇને મી. ગાંધી પ્રતિ જોયું.

તેણે ઉદ્વિગ્ન અવાજે કહ્યું "તેના મને બે પૌંડ બેઠા છે !"

મેં અવિશ્વાસથી પડઘો પાડતાં કહ્યું "બે પૌંડ! તમે તે શા માટે ખરીદી?"

તેણે જરા ઉદાસ થઇને કહ્યું. "તે ખરીદવાની મારી ઇચ્છા નહોતી."

"હું સમજતી નથી. તમારે તે શા માટે ખરીદવી પડી? કેમકે હું જાણું છું કે તમે તે ખરેખર મારા માટે ખરીદી નથી."

"મેં મૂર્ખાઇ કરી અને મારી મૂર્ખાઇ કબુલ કરવાની મારામાં હિંમત નહોતી. હું હૉટલમાં (તે વખતે લંડનમાં સેસિલમાં તે રહેતા હતા) મારા વાળ કપાવવા વાળંદની દુકાને ગયો. હું ઉતાવળમાં હતો અને મારું ચિત્ત બીજી વસ્તુઓમાં ગુંથાયેલું હતું. વાળંદે કહ્યું કે મારા વાળની સંભાળ લેવાની જરુર છે અને તેને માટે કોઇક તૈયાર વસ્તુનું નામ આપ્યું. તે શું કહેતો હતો તેનાપર વસ્તુતઃ મારું લક્ષ નહોતું અને તેથી જ્યારે તેણે મારા વાળ માટે કોઈક શીશી મારી ઓરડીમાં મોકલવાની પરવાનગી માટે દબાણ કર્યું ત્યારે મેં હા પાડી દીધી. મેં જ્યારે પાર્સલ જોયું ત્યારે તેને ખોલ્યું પણ નહિ. પછી થોડા દિવસ પછી જ્યારે હું આ તરફ આવતો હતો ત્યારે તે કચરા માટે મારાપર બે પૌંડનું બિલ મોકલવામાં આવ્યું. હું તે શીશી લાવવાનો નહોતો પણ મેં ધાર્યું તમને તે ઉપયોગી થઇ પડશે.

મેં તેનો આભાર માન્યો. પછી અમે ત્રણે જણા પેટ પકડીને હસ્યા અને બે પૌંડની કેશવર્ધક તેલની શીશી ઘરમાં હાસ્યનો વિષય થઈ પડી. હું ધારું છું કે અંદરનો પદાર્થ આખરે ગટરમાં ગયો. તે વાપરવાનું ભયંકર થઈ પડયું હોત.

∴ ∴ ∴ ∴ ∴ ૮

હિંદી મુશ્કેલીઓની ટુંક વખતની શાંતિ વખતે મારા પહેલા બાળકનો જન્મ થયો. આ બનાવથી મી. ગાંધીને ઘણો આનંદ થયો હોય તેમ દેખાયું અને તે બાળક નવા સંબંધનું કેન્દ્ર બન્યું. તેના જીવનની અતિ ઝીણી બાબતોમાં પણ તેને ખૂબ રસ પડતો હતો. જન્મ સમયે તેનું વજન, તેનો ખોરાક, વિકાસ, હુશિયારીના પહેલા ચિન્હ, અને મરજી પડે તેમ કરવાનું તેનું પહેલું ઇચ્છા પ્રદર્શન—આ બધું મારા પતિ તથા મારા કરતાં મી. ગાંધીને ઓછું આનંદદાયક નહોતું.

હવે મને લાગે છે કે બાળકની સંભાળ કે કેળવણીની અમને તે વખતે કશી ખબર નહોતી. મેં આયા રાખી નહોતી અને બાળકને કેમ ઉછેરવું તે સંબંધી માતા તરીકેનું જ્ઞાન મારામાં નહોતું. મને જે સહાય તથા શીખામણની અનુભવી અને વયોવૃદ્ધ સ્ત્રીઓ પાસેથી જરુર હતી તેનાથી

અમે ઘણા દૂર રહેતા હતા. બાળક માટે યોગ્ય અને શ્રેષ્ઠ શું હોય તે માટે માતાને આંતરપ્રેરણા થવામાં મી. ગાંધી માનતા હતા. તેથી બાળકોની જરુરિયત માટે માતૃપ્રેમ પર સઘળો આધાર રાખવામાં આવ્યો અને તદ્દન નાના બાળકની શ્રેષ્ઠ માવજત વિષે ઘણીવાર રસભરી ચર્ચા થતી હતી.

આજે તો સારી કેળવાયેલી આયા, બાળક જન્મે ત્યારથી જ તેને ઘડવાના પ્રયત્ન શરુ કરે છે. મારા બાળકના જન્મ વખતની આયાને આજની કેળવણીનું ભાન નહોતું અને તેથી બાળકને સારી ટેવો પડાવવામાં અથવા તો મને દોરવવામાં કાંઈપણ ઉપયોગની નહોતી. બીજા સામાન્ય બાળકોની માફક મારું બાળક યોગ્ય સમયે સુઇ જતું નહોતું. ખાસ કરીને રાત્રે આ, દેખાઇ આવતું હતું. જ્યારે બાળકની સુવાની ઇચ્છા ન હોય ત્યારે સુવા માટે તેને ફોસલાવવું કે ફરજ પાડવી, નકામાં હતાં તેવા નિર્ણયપર મી. ગાંધી આવ્યા. તેણે કહ્યું "બાળક માતાની જરુરિયતને અનુકૂળ થઇ શકતું નથી તેથી માતાએ બાળકની જરુરિયતને અનુકૂળ થવું પડશે. જ્યારે બાળક સુઇ જાય ત્યારે તમારે સુવાનો યત્ન કરવો. પછી ભલે તે દિવસ હોય કે રાત.

આ શીખામણ મને રુચી નહિ તોપણ મેં તે અજમાવી જોઈ. અલબત્ત તેમાં હું નિષ્ફળ ગઇ. આવા અનુભવની મુશ્કેલીમાં વધારો કરવા ખાતર જાણે હોય તેમ, શહેર બહાર રહેવાનું બહુ દૂર પડતું હોવાથી મારી કામ કરવાવાળી ચાલી ગઇ.

અમે બીજી હબસી છોકરીને રાખી અને તેના પર બીજો પ્રયોગ કર્યો. અમે ઘણીવાર કહેતા હતા કે અમે બધા જીવોની એકતામાં માનતા હતા અને જાતિભેદના કૃત્રિમ બંધનોમાં માનતા નહોતા. તેથી જ્યારે અમે આ નવી–અર્ધ શ્વેત અર્ધ દેશી–છોકરીને રાખી ત્યારે એવી ગોઠવણ થઇ કે મારે તેની સાથે આદર્શની વાતો કરવી અને તે પછી અમારી સાથે એક ટેબલ પર બેસાડીને જમાડવી. તે બે વખત તો બેઠી. પણ દરેક વખતે સઘળો સમય તે ગભરાયેલ જણાતી હતી. પછી તો ફરીથી અમારી સાથે ભોજન લેવાની તેણે સ્પષ્ટ ના સુણાવી દીધી. અમારી સાથે બેસીને જમવા કરતાં એકલા બેસી જમવાનું તે શા માટે પસંદ કરતી હતી તે મેં તેને પૂછ્યું. તે કાંઇ કારણ તો આપી શકી નહિ પણ તે તેને પસંદ પડતું નહોતું. બે અઠવાડિયા આખરે પગાર અગર કંઇ લીધા સિવાય તે ચાલી ગઈ. પોતાનો સામાન એક પેટીમાં પેક કરી સવારે કોઈ ઉઠયા પહેલાં તેણે ચાલતી પકડી. અમારી ભલમનસાઇથી જ તેને ચાલી જવું પડયું હતું. તેથી એક બીજો સિદ્ધાંત અદૃશ્ય થયો. મેં તેનો ફરીથી પ્રયોગ કર્યો નહિ. તેમ કરવાનું મી. ગાંધીએ પણ મને કહ્યું નહિ. પછી મેં એક તંદુરસ્ત બાસુટો સ્ત્રીને નોકર રાખી. તે એક વખતના સરદારના કુટુંબની હતી. દુનિયાના અનેક ભાગોમાં જ્યાં હું રહી છું અને નોકરો રાખ્યા છે તેમાં તે એક શ્રેષ્ઠ, ઉપયોગી અને વિશ્વાસુ નોકર તરીકે માલુમ પડી છે. તે મારી સાથે થોડો વખત જ રહી કેમકે શહેરના બીજા ભાગમાં રહેતા તેના ધણી સાથે રહેવાને તેને મારી નોકરી છોડવી

પડી. પણ મારા પ્રત્યે તથા મારા બાળક પ્રત્યેનો તેનો પ્રેમ હું આભારની લાગણી સાથે યાદ કરું છું.

આ નાના બંગાલામાં રહેતા હતા તે જ વખતે મી. ગાંધીની જીંદગી લેવાનો તેના એક દેશભાઈએ પ્રયત્ન કર્યો. જે યુરોપિયન મિત્રો તેની મદદે ગયા હતા તેના ઘેર મી. ગાંધી સારો વખત માંદા રહ્યા. તેની ગેરહાજરીમાં અમે પરાનું ઘર છોડી ગામમાં નાનું ઘર ભાડે રાખ્યું. મી. ગાંધી સાજા થઇને આ ઘેર આવ્યા પણ હજુ તેને ઘણી નબળાઇ હતી. આરોગ્ય પ્રાપ્ત કરવાના આ દિવસોની શરુઆતમાં, જ્યાં પોતે બેઠા હોય ત્યાં સુઈ જવાની અને થોડીવાર રહીને, વિચારોની પરંપરામાં જરાપણ ત્રૂટિ પડયા વિના, તાજગી મેળવી જાગૃત થવાની શક્તિ કેળવી, જે તેનામાં હજુ સુધી ચાલુ છે. તેનો મંત્રી કામ માટે ઑફિસમાંથી આવેલ હોય ને તે લખાવતા હોય તે ઓરડામાં હું બેઠી હોઉં ત્યાં અચાનક અવાજ બંધ થતો અને આંખો મિંચાઈ જતી. હું અને મંત્રી શાંત બેસી રહેતા. પછી અચાનક મી. ગાંધીની આંખો ઉઘડતી અને જ્યાં તે અટકયા હોય ત્યાંથી જ લખાવવાનું ચાલુ રાખતા. "હું કયાં અટકયો" કે "હું શું કહેતો હતો" તેમ તેણે કદિ પૂછયાનું મને યાદ નથી.

માંદગી દરમિયાન કંઈપણ દવા લેવાની તેની ચોકખી ના થી, તેના મિત્રો તથા સારવાર કરનારાઓને ઘણી ચિંતા અને મુંઝવણ થતી હતી. સાદા ઉપાયોની પણ તેણે ના પાડી. કુદરત પોતાનું કાર્ય બજાવશે તેમ તેને ભરોસો હતો, અને કુદરતે તે બજાવ્યું પણ ખરું. જો કે તેને નકામી ઘણી પીડા ભોગવવી પડી હતી.

જેવા તે પુરેપુરા સાજા થયા કે તરતજ તેણે ઑફિસના તથા હિંદી સંસ્થાનિક રાજ્યકારણમાં પોતાના સઘળા બળનો ઉપયોગ કર્યો. છતાં સવારમાં વહેલા અગર મોડી રાતે મારી તથા મારા બાળક સાથે ગાળવાનો થોડો વખત તેને મળતો.

જે સત્યાગ્રહ થોડા વર્ષ ચાલ્યો તેનો ઈતિહાસ તેણે તથા બીજાએ લખ્યો છે. તેથી મારો વિચાર તે સંબંધી કશું લખવાનો નથી. તેના પર થયેલ હુમલામાંથી સાજા થયા પછી તરત જ સત્યાગ્રહ ફરી ચાલુ કરવા સંબંધમાં તેની ધરપકડ થઈ અને ત્રણ મહિનાની સખત સજા થઈ.

હક્ક માટેની હિંદી લડત જેમ સંગીન તથા વધારે દુષ્કર બની તેમ જેલ જીવનના પ્રસંગો મી. ગાંધી માટે સામાન્ય થઈ ગયા. પોતે જે જ્ઞાનનો ઉપદેશ આ વખતે લોકોને આપ્યો હતો તે પ્રમાણે તેણે જીવી બતાવ્યું—પોતાની આસપાસ અન્યાય થતો હોય તો પોતાની બધી શક્તિ વાપરી તે દૂર કરવો. પરંતુ જો કાર્યક્ષેત્રમાંથી પરાણે ઉપાડી જવામાં આવે તો ઇશ્વર પોતાનું કાર્ય કરશે તેમ શ્રદ્ધા રાખવી. તેથી કેદખાનાના એકાંત તથા સખત મજુરી છતાં તેના આત્માએ પ્રગતિ કરી. તેણે ચિંતન કર્યા કર્યું. અને જ્યારે જ્યારે તે બહાર આવ્યા ત્યારે એમ લાગતું કે તેની ગેરહાજરીમાં તેનામાં ન કલ્પી શકાય તેવી પ્રગતિ થઇ હતી.

આ વખતે બનેલા એક બીજાથી તદ્દન ભિન્ન બે બનાવો મારી નજર સમક્ષ તરી આવે છે. ત્રણ મહિનાની સજા ભોગવી છૂટયા પછી તરતજ તેણે બમણા જોસથી કાર્યમાં ઝુકાવ્યું. તેને ચાર કલાક કરતાં વધારે નિદ્રા ભાગ્યે જ મળતી

હતી. જાગૃતિના સમયની પળેપળનો વિચાર તથા કાર્યમાં ઉપયોગ થતો હતો. એક રાત્રે, હમેશ માફક તે, ઘેર મોડા આવ્યા અને રસોડામાં રાખેલ લીંબુનું શરબત લેવા ગયા.

અમારું નાનું ઘર સોંઘા ભાડાનું હતું. સાદાઇ ઉપરાંત, બધા પૈસા ચળવળને મદદ કરવામાં વપરાય તેવી ઇચ્છા પણ હતી. અને તેથી અમારે સોંઘા ભાડાનુ ઘર લેવું પડ્યું હતું. જે ઘરમાં અમે રહેતા હતા તે તેટલા ભાડામાં સારામાં સારું હતું. પણ જગ્યા ખરાબ હતી અને ઘર જૂની બાંધણીનું હતું. મૂળમાં નહાવાની ઓરડી નહોતી અને આગલા ભાડુતે એક લાંબા કપાટમાં નહાવાની ટબ મુકાવી હતી. તે એવી રીતે ગોઠવેલ હતી કે નકામુ પાણી જવાનો કંઇ પણ રસ્તો નહોતો. ભીંતમાં એક કાણું પાડી એક ભુંગળું ત્યાં ચોડી દેવામાં આવ્યું હતું. આમાં થઇને પાણી દિવાલ પર થઇને નીચે પડતું અને રસ્તાની ગટરમાં જવાનું માની લેવામાં આવતું હતું. આ પ્રમાણે ભાગ્યે જ બનતું. આને પરિણામે ભીંત તથા આસપાસની જમીન હમેશાં ભેજવાળા રહેતા તેથી અંધારું થતાં જ ગોકળગાયની મોટી સંખ્યા ઘરમાં ઉતરી પડતી હતી.

મી. ગાંધી મોજાં પહેરીને રસોડામાં જતાં ગોકળગાય પર તેનો પગ પડયો. પોતાના પગ તળે કંઇક સુંવાળું કચડાયાનું તેને લાગ્યું. પહેલાં તો તેને લાગ્યું માંસાહારી નોકરથી માછલી અથવા માંસનો ટુકડો રહી ગયો હશે. આખા દિવસના કામથી કંટાળીને ફરી જેલ જવાની તૈયારી પહેલાં આ શાંતિથી સહન કરવું તે વધારે પડતું લાગ્યું. તેનો સાધુ

આત્મા બંડ પોકારી ઉઠયો અને તેણે બૂમ પાડી "પ્રભુનો પાડ માનો હું આવતી કાલે જ કારાગ્રહમાં જઇશ !" આ બનાવ વિષે અમે પાછળથી વારંવાર હસતા પરંતુ તે વખતે તે કરુણામય લાગતું હતું કે જીંદગીના વિકટ પ્રશ્નોમાં તેનું આશ્રય સ્થાન કેદખાનું હતું.

× × ×

આ વખતની તેની કેદની સજામાંથી મુક્તિ થયા પછી મને માંદી જોઇ તેને ખૂબ ચિંતા થઇ. ઘણા વખતથી મને પુરતી ઉંઘ મળી નહોતી. અનિદ્રાના કેટલાક કારણો ઉપરાંત મારા આઠ મહિનાના બાળકને ધાવણ છોડાવવાનો હું યત્ન કરતી હતી અને તે કાર્ય ખૂબ મુશ્કેલ જણાતું હતું. મી. ગાંધીએ પૂછ્યું, "જો કોઈ બાળકને કેટલીક રાતો લઈ જાય તો તમે ધારો છો કે તમે ઉંઘી શકશો ?"

મેં જવાબ આપ્યો, "હું તે જાણતી નથી પણ હું તદ્દન લેવાઈ જાઉં છું." તેણે પછી પૂછ્યું, "તમે બાળક મને સોંપશો ?"

મેં પ્રશ્ન પૂછ્યો." પણ તમે શું કરશો ?"

"જો તમે મને સોંપો તો હું માનું છું કે ધાવણ છોડાવવામાં હું મદદ કરી શકું. તમારાથી જુદું તેને સુવડાવવામાં હું તેને ફોસલાવી શકીશ તેની મને ખાત્રી છે."

મેં પ્રયત્ન કરવાની મી. ગાંધીને હા પાડી અને એવી ગોઠવણ થઇ કે સભામાંથી આવ્યા પછી ગમે તે વખત હોય તો પણ—વખત અગિયાર વાગ્યા પછીનો જ હતો—તે મારી પાસેથી બાળકને લઈ જાય. તે રાત્રે તે લગભગ એક

વાગ્યે ઘેર આવ્યા અને મારી ઓરડીમાંથી ખાટલામાંથી બાળકને લઈ જમીન પર પોતાની પથારી પાસે નાની સાદડી પર સુવાડયું. બાળક તરસ્યું થાય તો પાસે પાણીનો કુંજો પ્યાલો પડયા હતા. આખુ ઘર શાંત હતું અને રાત્રિની શાંતિમાં ભંગ પડે તેવો અવાજ લગભગ પાંચ કલાક સુધી સંભળાયો નહિ, રાતમાં ઉંહકારો પણ કર્યા વિના બાળક સુતું હતું. લગભગ બે અઠવાડિયા સુધી દર રાતે આ ગોઠવણ ચાલુ રહી અને આ રીતે ધાવણ છોડાવવાનું કાર્ય પુરું થયું. ત્યાર પછી બાળક મારી ઓરડીમાં પાછું આવ્યું. તેની સ્થિતિ મૂળમાં હતી તે કરતાં સારી થઈ હતી.

× × ×

સંતાનોત્પતિનો પ્રશ્ન વારંવાર ચર્ચાતો હતો. મી. ગાંધી એમ ધારતા હતા કે જો મનુષ્ય જાતિ વંશવૃદ્ધિ અટકાવે તો તે જગત માટે અને ઘણે ભાગે પ્રભુ માટે પણ સારું ગણાશે. વખત એવો આવ્યો કે જ્યારે મને લાગ્યું કે જો કોઈને બાળક થવાનું હોય તો તે 'પાપને અંગે ઉત્પન્ન થવાનું હોય' તેમ દેખાતું. મને યાદ છે કે ફિનિક્સના વસાહતના એક સ્ત્રી સભ્યને બાળક આવવાનું હતું ત્યારે બાળક સંબંધી વાતચિતમાં મેં તે બાઈનું નામ અઠવાડિયાંઓ સુધી લીધું નહોતું. યોગ્ય સમયે બાળકનો જન્મ થયો અને બે દિવસ પછી હું અને મારા પતિ મી. ગાંધીને મળવા ફિનિક્સ ગયા. હમેશની રીતે અમે થોડો સમય વાતચિત કરી. પછી મી. ગાંધીએ લગભગ શોકાતુર થઈને કહ્યું, "તમે નવા બાળક વિષે પૃચ્છા કરી નથી. તમે તે વિષે જાણવા માગતા નથી?"

મેં કહ્યું, "ઘણું યે જાણવા માગું છું પણ તમે તે વિષે શું ધારતા હશો તેની મને ખાત્રી નહોતી."

"ચાલો, આપણે જઈને તે જોઈએ."

અને અમે ત્રણજણ માતા અને બાળકને જોવા ચાલ્યા.

મી. ગાંધી ખૂબ ખુશી થયા જણાયા. બાળકમાં સારું હતું તે વિષે તથા માતાની પ્રગતિ વિષે તેણે સંતોષથી વાતચિત કરી.

જ્યારે તે માતાની ઓરડીમાં દાખલ થયા ત્યારે તેની આંખો પ્રેમથી ચમકી. હું જરા મુંઝાણી પણ મને લાગ્યું કે નગ્ન સત્ય અને મનુષ્ય પ્રેમ વચ્ચેનો તફાવત મી. ગાંધી સમજતા હતા. તેમના મનથી માતૃપ્રેમમાં અતિ સૌન્દર્ય તથા આનંદ હતા. જે ગુણો કેટલીકવાર માતામાં ન હોય તેવા ગુણોનું પણ તે વારંવાર આરોપણ કરતા તેમ હું ધારું છું.

મેં એક વખત તેને કહ્યું, "માતા થવાથી સ્ત્રીમાં ડહાપણ આવે જ એવું કંઇ નથી."

તેણે જવાબ આપ્યો, "ના, માત્ર માતા થવાથી નહિ. પણ પ્રેમાળ માતા થવાથી. કેમકે ખરો પ્રેમ આપણને ડહાપણ શીખવે છે. મનુષ્ય જીંદગીમાં પ્રેમનું સુંદર સ્વરુપ માતૃપ્રેમ છે. તેની અંદર મહાન આત્મભોગનાં બીજ રહેલાં છે."

મેં વાંધો લીધો "માતા પોતાના બાળકોને પ્રેમથી ચાહતી હોય છતાં તેને કેળવવાનું ડહાપણ તેનામાં ન હોય."

તેણે જવાબ આપ્યો, "પ્રેમ તે પણ તેને શીખવશે."

"પણ બાળકોને યોગ્ય રીતે કેમ ખવડાવવું તે તે પણ તેને પ્રેમ શીખવતો નથી. પ્રેમથી ખૂબ ખવડાવીને માતા કદાચ મારી નાખે."

"જે માતાને આંતરપ્રેરણા ન હોય તેને તે લાગુ પડે છે. મોટાં શહેરોના વસવાટથી તથા તમારી સંસ્કૃતિથી માતા તરીકે જે જ્ઞાન મળવું જોઇએ તેનો નાશ થયો છે. તમારા બાળકને કેમ રાખવું તે તમે જાણો છો તેમ ધારતા નથી?"

"હું અનુભવથી શીખી રહી છું. આ વિષયમાં મને આંતરિક પ્રેરણા મળે છે કે કેમ તેની મને ખાત્રી નથી."

તેણે પૂર્ણાહુતિ કરી, "તમારા વાત્સલ્ય પર બધું છોડો અને તમે ખોટે રસ્તે દોરવાશો નહિ. આ સંબંધમાં દલીલોની બહુ મગજમારી કરતા નહિ.

. · . · . · . · . · ૯

એક સાંજે જોહન્સબર્ગના મેસોનિક હૉલમાં હિંદીઓ તથા તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનારાઓની એક સભા હતી. હૉલની અંદર માણસો માઇ ન શકવાથી બારણા પાસે ટોળું વળીને ઉભા. મી. ગાંધી મુખ્ય વક્તા હતા અને જ્યાં જ્યાં તે જતા ત્યાં સાંભળનારાઓનો દરોડો પડતો. સભા પૂરી થયે મી. ગાંધી વ્યાસપીઠપરથી નીચે આવ્યા અને તેણે કેટલાક લોકો સાથે વાતચિત કરી. પછી હું અને તે સાથે ચાલ્યા. બહારના દરવાજે પહોંચતા એક માણસને મેં અંધારામાં ઉભેલ જોયો મી. ગાંધીએ પણ તેને ખાસ જોયો તે ચોક્કસ હતું કેમકે તે તરત જ સીધા તેની પાસે ગયા અને તેના હાથમાં હાથ ભરાવી ધીમા અવાજે કંઇક તેને કહ્યું. તે વખત દરમિયાન હું તો એક બાજુએ મારી જગ્યાએ ઉભી હતી. અમે આખી શેરી વટાવી. બીજાઓ શું વાત

કરતા હતા તે મેં સાંભળ્યું હોત તો પણ સમજી શકી ન હોત. પણ બન્ને માણસો ઘણા ધીમા અવાજે વાત કરતા હોવાથી હું કંઇ સાંભળી શકી નહિ. શેરીના છેડે તે માણસે આવીને મી. ગાંધીને કંઈક આપ્યું. પછી તે ચાલ્યો ગયો. આ આખા બનાવથી હું મુંઝાણી હતી અને તેથી તે માણસ ગયો કે તરત જ મેં મી. ગાંધીને પૂછ્યું "શું છે? તે માણસને શું જોઈતું હતું? ખાસ કંઈ જોઇતું હતું?"

મી. ગાંધીએ જવાબ આપ્યો "હા. તે, મને મારી નાખવા માગતો હતો."

મેં તે જ શબ્દો ફરીથી ઉચ્ચાર્યા. "તમને મારી નાખવા? તમને મારી નાખવા? કેટલું ભયંકર! તે ગાંડો છે?"

"ના. તે એમ ધારે છે કે હું અમારા લોકોનો દ્રોહ કરી રહ્યો છું. તેમની વિરુદ્ધ હું સરકાર સાથે કાવતરુ કરી રહ્યો છું અને છતાં તેમનો મિત્ર તથા નેતા થવાનો ડોળ કરું છું."

મેં વિરોધ દર્શાવ્યો "પણ તે બધું દુષ્ટ અને ભયંકર છે. આવો માણસ તમારી સહીસલામતીને ભયરૂપ છે તેને પકડાવવો જોઇએ. તમે તેને કેમ જવા દીધો? તે ગાંડો હોવો જોઇએ!"

મી. ગાંધીએ જવાબ આપ્યો "ના. તે ગાંડો નથી. માત્ર તેની ભૂલ થાય છે. અને તમે જોયું કે મેં તેની સાથે વાતચીત કર્યા પછી મારા પર જે છરાનો તે ઉપયોગ કરવાનો હતો તે મને સોંપી ગયો."

"તેણે અંધારામાં તમને છરો ભોંકી દીધો હોત હું..." મને અટકાવીને મી. ગાંધી બોલ્યા "તે વિષે એટલી ચિંતા ન કરો મને મારી નાખવાની તેની ઇચ્છા હોવાનું તે ધારતો હતો પણ વસ્તુતઃ તેનામાં તેમ કરવાની હિંમત નહોતી. તે ધારે છે તેટલો હું ખરાબ હોત તો હું મરી જવાને પાત્ર છું. હવે આપણે આ બાબત વિષે ચિંતા નહિ કરીએ. તે પ્રકરણ પુરું થયું છે. મને ફરીથી ઈજા કરવાનો તે માણસ યત્ન કરશે તેમ હું ધારતો નથી. જો મેં તેને પકડાવ્યો હોત તો મેં તેને મારો દુશ્મન બનાવ્યો હોત. હવે તો તે મારો મિત્ર થઇ રહેશે.

× × ×

આ વખતે અમે જરા મોટા ઘરમાં રહેવા ગયા હતા. તેમાં સાધન પણ થોડાં વધારે હતાં. મને બીજું બાળક આવવાનું હોઈ ઘરની રીતભાતમાં પણ થોડો ફેરફાર કરવાની જરુર હતી. સવાર સાંજ આવતા હિંદી મહેમાનોની ભરતી અટકાવવાની હતી આખા દક્ષિણ આફ્રિકામાંથી મી. ગાંધીને મળવા આવતા લોકો અમારા નાના ઘરમાં ઓછામાં ઓછી એક રાત તો રહેવા ઇચ્છે તે સ્વાભાવિક હતું પણ એવો સમય આવ્યો કે જ્યારે આમાં ફેરફાર કરવા પડયો અને તેથી એવી ગોઠવણ કરવામાં આવી કે જ્યારે બની શકે ત્યારે મી. ગાંધી અમારી સાથે આવીને રહે. પરંતુ નહિતર બહાર તો એમ જણાવવું કે તે અમારા સાથે રહેતા નથી અને તેથી અમારું ઘર સત્યાગ્રહની લડતનું કેન્દ્ર નથી પરંતુ અમારું પોતાનું ખાનગી ઘર છે.

× × ×

એક બીજો રમુજી બનાવ આ વખતે બન્યો પણ તે બનાવે અમને બધાને વિચારમાં નાખી દીધા. અમારે ત્યાં એક બિલાડી હતી. કુદરતી રીતે તેને બચ્ચાં થયાં. તેના અને અમારા કમનશીબે પહેલી જ વખતે ઘણાં બચ્ચાં આવ્યાં. જ્યારે મેં છ બચ્ચાં જોયાં ત્યારે તેનું શું કરવું તે બાબતનો વિચાર થઈ પડયો. મારા પતિને કે મી. ગાંધીને કેટલાંક બચ્ચાંને જળશાયી કરવાની સૂચના કરી હોત તો પણ તે નકામી થઇ પડત. કેમકે જીવનની પવિત્રતા સંબંધી મારા પતિ મી. ગાંધીના વિચારોને મળતા થતા હતા, તેથી કુદરતની ઇચ્છા પ્રમાણે અમે પોતાને માતાનું કુટુંબ સાચવવા એકલી છોડી દીધી. બિલાડીએ અમારા માટે તથા પોતાના માટે તે પ્રશ્નનો નિર્ણય કરવા યત્ન કર્યો. થોડા દિવસ રહીને તેણે એ બચ્ચાંને ખવડાવવાનું બંધ કર્યું તેથી તે ભૂખે મરવા લાગ્યા. મે તેમને દુધ પાવાનો પ્રયત્ન કર્યો પણ જે રીતે હું તે આપતી હતી તે રીતે તેઓએ પીધું નહિ, અને બીજી રીતથી હું અજ્ઞાન હતી. પછી એક બચ્ચું મરી ગયું. બિલાડીને હજુ પણ કુટુંબ મોટું લાગતું હોવાથી બીજા બેને પોતે મારી નાખવા યત્ન કર્યો. બચ્ચાંના આગલા પગ પર બટકાં ભરી એકલાં મુકી દીધા. અંગવિહીન બચ્ચાંઓનું શું કરવું તે પ્રશ્ન અમારી સમક્ષ ખડો થયો. મારે શું કરવું તે બાબત મેં મારા પતિને તથા મી. ગાંધીને પૂછયું. મને શું જવાબ મળ્યો તે મને યાદ નથી પરંતુ ઇજા પામેલા અને મૃત્યુના કિનારે પહોંચેલા બચ્ચાંને મેં ડુબાડી દીધા તે મને યાદ છે, તે વખતથી બિલાડી ન રાખવાનો અમે નિશ્ચય કર્યો. તે બિલાડી અને બચ્ચાં કોઈકને આપી દેવા અને તેથી

બિલાડી અગર તેનો પ્રશ્ન અમારા સમક્ષ ફરીથી ઉપસ્થિત થાય નહિ. બિલાડીના આવા નિષ્ઠુર વર્તનના સંબંધમાં મી. ગાંધીએ ખુલાસો કર્યો કે " આપણે જ્યારે કોઈ પ્રાણીને પાળીએ છીએ ત્યારે તેની કુદરતી લાગણીનો નાશ કરી નાખીએ છીએ અને તેથી જ બિલાડીએ તે રીતે પોતાના બચ્ચાંનો નાશ કર્યો હતો. " પરંતુ મને તો આશ્ચર્ય થયું !

બિલાડીના આ બનાવથી ત્યાર પછી તરત જ બનેલ કુતરાનો બનાવ મને યાદ આવે છે. મને એક સુંદર તંદુરસ્ત કુતરો આપવામાં આવ્યો હતો અને ઘરની ચાલતી આવતી પ્રથા પ્રમાણે હું તેને શાકાહારી રાખવા માગતી હતી. મેં તેને માટે આટા જેવો પદાર્થ તથા બીજી વસ્તુઓ તૈયાર કરી રાખી હતી. તેને દ્રાક્ષ બહુ ભાવતી હતી. આ અમારા શાકાહારી કુતરાની સુંદર વર્તણુકના અમારા મિત્રો મોઢે વખાણ કરતા હતા અને મી. ગાંધી પણ તેને માટે મગરુબ થતા હતા. અમે ઘરમાં હબસી લોકને રાખેલ હોવાથી અમારા બધા પાડોશીઓએ અમારો બહિષ્કાર કર્યો હતો તેથી પાડોશીઓ સંબંધી અમને કશી ખબર પડતી નહોતી. પણ એક દિવસ ઘરનો એક માણસ પાછલા બારણા પાસે કંઈક વસ્તુ પર પડતાં લપસી મદદ માટે તેણે બૂમ પાડી. તપાસ ચાલી અને અમે હરણના માંસનો ટુકડો જોયો. પાછળથી અમને ખબર પડી કે મહિનાઓ થયાં અમારો કુતરો ઈંડા અને બીજું જે મળે તે ચોરી લાવતો અને કાચેકાચાં ખાઇ જતો, આ રીતે અમારા કેટલાક સિદ્ધાંતોને નબળી બાજુ હતી.

× × ×

અમારું નાનું મંડળ મી. ગાંધી, મારા પતિ, હું તથા એક યુરોપિયન મહેમાન—કાચા ખોરાકનું ખાસ કરીને શાક અને ફળોની આહાર તરીકેની કીંમતની વાત કરતા હતા. જો કાચાં નહિ તો, પોષક તત્વને જરા પણ ઈજા પહોંચાડયા સિવાય રાંધેલા; શાક તથા ફળ માત્ર ઠળિયા સિવાય આખાને આખાં ખાઇ જવાના હતા.

હું જેમ આગળ કહી ગઇ તેમ મારે અને મી. ગાંધીને આવી ચર્ચા વારંવાર થતી હતી પણ અમારા મીજમાન ગાંધીવાદમાં હમણાં જ દાખલ થયા હતા. અને તે નવા ચેલા હોવાથી તે સંપૂર્ણ રીતે અજમાયશ કરવા માગતા હતા.

મારા પતિએ અસરકારક રીતે કહ્યું "ટમેટાં હમેશાં છાલ સહિત ખાવાં જોઇએ."

મેં જવાબ આપ્યો "જો તે છાલ બહુ ચવ્વડ ન હોય તો મને વાંધો નથી.

મી. ગાંધી બોલી ઉઠયા "છાલ ખડબચડી હોય છે જેની શરીરને જરુર છે. તેનાથી બહાર કાઢી નાખવાની ક્રિયાને મદદ મળે છે. બટેટામાં પણ છાલ પછી તરતજ ખનિજ લવણ હોય છે અને તેથી તે હમેશાં છાલસહિત રાંધવા જોઈ એ અને છાલનો પણ ખાવામાં ઉપયોગ કરવો જોઇએ." મેં વચ્ચે કહ્યું "રાંધેલા બટેટા માટે બધું ઠીક છે."

મી. ગાધીએ આગળ ચલાવ્યું "કોબીજની ખરી કીંમત જે પાણીમાં તેને બાફયું હોય તેમાં છે. માણસો તે પાણી પીઇને કોબીજ ફેંકી દે તો પણ ચાલે."

અમારા મીજમાને કહ્યું "બટેટાંની છાલનો 'સૂપ'

સારો થઈ શકે, અલબત્ત તેને પહેલાં બરાબર ઘસીને સાફ કરવાં જોઈએ" આમ કહી તેણે આશાજનક રીતે મારા સામું જોયું.

મેં કહ્યું "મીઠું અગર કંઇપણ નાખ્યા વિનાના કોબી-જના પાણીની અમે અજમાયશ કરી છે. મારા પતિને તે બહુ સ્વાદિષ્ટ લાગ્યું અને તેથી તેણે દોઢપીંટ તે પાણી પીધું. પરંતુ તે દિવસે તેમની તબિયત બરાબર ન રહેવાથી તે ઑફિસે જઈ શકયા નહિ! મને બટેટાંની છાલ તો ભાવતી નથી તેથી તેની છાલનો 'સૂપ' મને નહિ ભાવે તેની મને ખાત્રી છે."

મી. ગાંધીએ મારા પ્રતિ ફરીને કહ્યું "તમે તેની અજમાયશ કરી છે?"

"મેં છાલવાળાં બાફેલ બટેટાંનો પ્રયોગ કર્યો છે અને તેથી હું માંદી થઈ ગઇ હતી."

મી. ગાંધીએ હસતાં કહ્યું, "ના. તેથી તમે માંદા થાવ નહિ."

મેં જવાબ આપ્યો, "પરિણામ ઉપરથી હું જાણું છું કે હું માંદી થઇ ગઈ હતી. કોઈપણ રીતે મને તેવી વસ્તુઓ પસંદ નથી."

અમારા મીજમાને જરા અધીરાઇથી કહ્યું "આધુનિક જીવનમાં આપણા શોખ દુષિત થઇ ગયા છે અને છાલ ફેંકી દઇને આપણે ખોરાકનો શ્રેષ્ઠ ભાગ ગુમાવી દઇએ છીએ."

મી. ગાંધીએ ટેકો આપ્યો. "હા. કુદરતે ધારેલ રીતે રહેવાનું આપણે ભૂલી ગયાં છીએ અને પરિણામે આધુનિક

સુધારાના દુઃખો ખમીને પરિણામ ભોગવીએ છીએ."

મેં દેખીતી નમ્રતાથી પૂછ્યું, "જ્યારે આપણે તે વસ્તુઓ છાલ સહિત ખાતાં ત્યારે આપણે કુદરતના આજ કરતાં વધારે સાન્નિધ્યમાં હતાં તેમ ધારો છો?"

મારા મીજમાને મારાપ્રતિ તિરસ્કારયુક્ત અનુકંપાથી જોયું.

તેણે મક્કમપણે જવાબ આપ્યો, "અલબત્ત, આપણે હતા."

મી. ગાંધી મારા મીજમાન કરતાં મને વધારે જાણતા હોઇ હું હવે પછી શું કહીશ તે સંબંધી આશ્ચર્ય પામતા હતાં.

મેં કહ્યું "ત્યારે વાંદરાઓ, કુદરતી સ્થિતિમાં હોવા છતાં ગાજર તથા સક્કરજનની છાલ ચાવીને કેમ ફેંકી દે છે? કેળાંની છાલ ઉખેડીને કેમ ફેંકી દે છે?"

મારા અતિથિએ મારા મતથી જુદા પડતાં ઉત્સાહથી કહ્યું "એમ બાબત નથી."

મેં વચમાં કહ્યું "તેમ જ છે. મી. ગાંધી, એ ખરું છે કે નહિ? તમે જાણો છો કે વાંદરાઓ કદિ છાલ ખાતા નથી ખરું કે?"

આવા વિરુદ્ધ મત માટે મી. ગાંધી મને ઝાટકશે તેવી ખાત્રી સહિત અમારા મીજમાને મી. ગાંધી તરફ જોયું.

લવાદે શાંતિથી કહ્યું "મને ભય છે કે મિલિ સાચાં છે."

પછી થોડો સમય શાંતિ પ્રસરી રહી જે મેં તોડી. મેં કહ્યું "કુદરતી સ્થિતિમાં પણ પશુઓ રાંધ્યા વિનાનો ખોરાક ખાય તો તેથી એટલું જ સાબીત થાય છે કે તેઓ રાંધતાં શીખ્યા નથી. કારણકે જો તમે તેને રાંધેલી વસ્તુ—

દાખલા તરીકે હાથીને પુરી, કુક્કરને ગમે તે જાતનો રાંધેલ ખોરાક, વાંદરાઓને દરેક જાતની રાંધેલ સ્વાદિષ્ટ વસ્તુઓ–આપો તો તેઓ તે આનંદથી ખાય છે. ત્યારે શું બને છે? રાંધેલો ખોરાક લેવાની ના પાડવાની વૃત્તિ જાગૃત કરવામાં મદદ ન કરીને, કુદરત અવળે રસ્તે ચાલે છે?" કોઇએ, મને જવાબ આપ્યો નહિ પરંતુ મી. ગાંધી ધીમું હસ્યા અને મારા મીજમાન ખીજાયલા દેખાયા.

× × ×

મને કેટલીક વાર લાગે છે કે મી. ગાંધીને આવી ચર્ચામાં રસ પડવાનું કારણ તેની ખરી કીંમતનું નહોતું પરંતુ જુદા જુદા દષ્ટિબિંદુઓ સાંભળવાનું તેને મળી આવે તથા હું મારા મતનું ખૂબ જોસથી પ્રતિપાદન કરું તે સાંભળવાનું તેને ગમતું, તે હતું. કેટલીક વાર તેને મારી ટીકા સંપૂર્ણતઃ ગમતી નહિ તોપણ તે સાંભળવાનું તેને ગમતું. એક વખત તેણે મને કહ્યું. "કોઈપણ સંપૂર્ણતઃ સાચું હોય તેમ તમે કદિ માનો છો?"

"ના. હું ધારતી નથી. સંપૂર્ણતઃ સાચું થવાને માટે મનુષ્યને અનંત ડહાપણ અને જ્ઞાન હોવાં જોઇએ જે કોઈ-નામાં નથી." પ્રશ્ન રુપે પણ આંખના ચમકારા સહિત તેણે પૂછ્યું "ત્યારે તમે કોઈ પાસે માથું નમાવતા નથી?"

મેં જવાબ આપ્યો, "હું કોઈ પણ માણસ પાસે મારી બુદ્ધિને સંપૂર્ણતઃ પરાજય પમાડતી નથી."

તેણે હસીને કહ્યું "ત્યારે તમે કોઇને તમારા કરતાં ઉચ્ચ તરીકે સ્વીકારતા નથી?"

"હું જાણું છું કે તે તો ખૂબ અહંકાર ભર્યું લાગે છે. પરંતુ હું માનું છું કે હું સત્યની શોધમાં છું. સંપૂર્ણ સત્ય કોઈ માણસ પાસે હોતું નથી."

તેણે પૂછ્યું "તમે ધારો છો કે તે તમને કદિ મળી શકશે?"

"ના, જો હું ધારું કે મને તે મળ્યું તો મારે જાણવું જોઇએ કે તે સત્ય હોઇ શકે નહિ. મારું પરિમિત મન અપરિમિતની કલ્પના પણ કરી શકે નહિ. ત્યારે મને તે મળે તો કયાંથી?"

મી. ગાંધીએ લગભગ દીલગીર થતાં કહ્યું, "ત્યારે તમને કદિ શાંતિ મળશે નહિ."

× × ×

બીજે પ્રસંગે કુદરતી જીવન અને બાળકોની કેળવણી સંબંધી હકીકતના જવાબમાં મેં મી. ગાંધીને પ્રશ્ન કર્યો.

"કુદરતી કોને કહેવું? આપણે ખરેખર તે જાણતા નથી."

તેણે કહ્યું "પણ આપણે જાણીએ છીએ. જો આપણે ધ્યાન દઇને સાંભળીએ તો કુદરત આપણી પ્રેરણાદ્વારા તદ્દન સ્પષ્ટ બોલે છે."

મેં કહ્યું, "હું તે સાથે મળતી થતી નથી. તે ખરું ન હોવાનું મારી બુદ્ધિ મને વારંવાર કહેતી અને હવે અનુભવથી તે વાત સિદ્ધ થાય છે. આપણું બાળપણનું સમસ્ત જીવન આપણી કુદરતી બુદ્ધિની કેળવણી છે."

મી. ગાંધીએ કહ્યું "ત્યાં જ આપણી ભૂલ થાય છે. ત્યાં જ આપણો મતભેદ છે."

"પણ બાળકોને તેમની મરજી મુજબ કરવા દઈએ તો તેઓનું કોઈ સમાજના સભ્ય તરીકે રહી શકવાનું અસંભવિત છે. કેમકે તેમને કુદરતી કાર્યોની પણ કેળવણી આપવાની હોય છે. જો તેઓને ટટ્ટાર ચાલવાનું શીખવવામાં ન આવે અને તેમ કરવામાં તેમને ઉત્તેજન ન મળે તો હું નથી માનતી કે તેઓ સીધા ચાલે."

મી. ગાંધીએ કહ્યું. "તેઓ ચોક્કસ ચાલશે. માણસે સીધા ચાલવું તે કુદરતી છે."

"ના. તમે જે અર્થમાં શબ્દ વાપરો છો તે અર્થમાં કુદરતી હોય તેમ હું માનતી નથી. મનુષ્ય તેમ કરી શકે તે કુદરતી છે પરંતુ હું માનું છું કે બાળકોને ન શીખવવામાં આવે તો તેઓ વાંદરા માફક ચાલશે. આપણે હમણાં જ વાત સાંભળી હતી કે બોર લોકોના ખેતરમાંથી એક બાળકને વાંદરા ઉપાડી ગયા હતા. વર્ષો પછી જ્યારે તે મળ્યું ત્યારે તે ચાલવામાં હાથ તથા પગનો ઉપયોગ કરતું હતું. જો શીખવાડવામાં ન આવે તો બાળકો બોલતાં પણ શીખશે નહિ. તેઓ કુક્કરના જેવો વિચિત્ર અવાજ કરશે."

મી. ગાંધીએ કહ્યું "તમે અતિશયોક્તિ કરો છો. તમે જે કહો છો તે તમે માનતા નથી."

મેં જવાબ આપ્યો "મારી વાત મુદ્દાસર છે અને જે હું કહું છું તે સાચું હોવાનું માનું છું. મનુષ્યજીવનને લગતા ગુણો પ્રદર્શિત કરવાની મારા બાળકમાં શક્તિ છે પણ તે વ્યક્ત કરવા માટે તેને કેળવવાની મને જરુર સમજાય છે. દરેક માતા અને પરિચારિકા જાણે છે કે બાળકની જીંદગીના

શરુઆતના વર્ષોમાં તે તેની કુદરતી બુદ્ધિને ખીલવી રહે છે. એક જ વાતનો વિચાર કરો. બાળક જે વસ્તુ જુએ તે મોઢામાં મુકે છે, જો તે ઝેર હોય તો તે તરત મરી જાય. તેણે કોલસા અથવા ઝેરી વસ્તુ ન ખાવી તેમ કુદરત તેને શીખવતી નથી–તે—

મી. ગાંધીએ હસતાં હસતાં વચમાં કહ્યું, "જીવનના કુદરતી સંજોગોમાં તેને કોલસો મળે જ નહિ."

મેં તરત જ સામો જવાબ આપ્યો "પણ તેને ઝેર ઘણી સહેલાઇથી મળી શકે."

મી. ગાંધીએ કહ્યું, "ના. તમારી દલીલ ખોટી છે. જો તેમ ન હોય તો આપણે મનુષ્ય તરીકે જીવ્યા ન હોત. કુદરત આપણને માર્ગ બતાવી આપણું રક્ષણ કરે છે."

"હું ધારું છું કે કુદરત મનુષ્યના મન મારફત આપણને રસ્તો દેખાડે છે અને માણસનું મન પણ કુદરત છે. આ કુદરત અને આ નહિ તેમ તમે કયાં કહી શકો?"

મી. ગાંધીએ છેવટે જવાબ આપ્યો, "માયાળુ કુદરતના કાર્યો અને મનુષ્યના વિચારોને પરિણામે ઉત્પન્ન થતા અનિષ્ટ વચ્ચે હું ધારું છું કે એક રેખા દોરેલી છે."

× × ×

થોડાં અઠવાડિયાં વીતી ગયા અને અમે ફરીથી બાળકોની કેળવણીની વાત કરતા હતા. તે વખતે તે વિષય મારા પોતાના નાના બાળકના ઝડપી વિકાસને અંગે ખાસ મોખરે હતો. તેને મરજી મુજબ વર્તવા દેવાના મારા અખતરા મને સંતોષકારક જણાયા નહોતા. અને હવે જમતી વખતે ખુર-

શીમાં બેસવાને તથા ચમચાવતી તેની મેળે ખાવાની કેળવણી આપવાનો હું યત્ન કરતી હતી. એક દિવસ તે રકાબી ઉંધી કરી એક હાથવતી દુધ તથા ડબલરોટી લેવા લાગ્યો. અને બીજા હાથવતી ચમચો પકડી કચરાવાળો ખોરાક ભેગો કરવા લાગ્યો. મેં તેની ભૂલ સુધારી અને તેણે હમેશ માફક વિરોધ ઉઠાવ્યો. મી. ગાંધી તે વખતે ઓરડામાં હતા.

મેં તેને કહ્યું, "તમે જુઓ છો તે સંપૂર્ણ રીતે કુદરતી છે પણ તેને તેમ કરવા દેવું જોઇએ નહિ તેમજ હું તેને હાથવતી દુધરોટી ખાવા દઇશ નહિ. કેમકે તેણે કોઇ પણ સમાજના સભ્ય થવું હોય તો બીજા સભ્યો કરે તે પ્રમાણે કરતાં તેણે શીખવું જોઇશે. મને ભય લાગે છે કે તેમાં પ્રેરણાનું કંઈ ચાલશે નહિ."

મી. ગાંધીએ કહ્યું. "પણ જ્યારે તેને ભૂખ લાગે અને ખોરાકની જરુર જણાય ત્યારે તેને ખવરાવવામાં પ્રેરણાનું કાર્ય બરાબર છે. જ્યારે દેખીતી રીતે તેને જરુર ન હોય ત્યારે તેને ખોરાક ખાવાની ફરજ પાડો નહિ."

મેં જવાબ આપ્યો, "તેને ખોરાકની જરુર નથી એમ નથી. હમણાં તેને જરુર નથી પણ તે સમજતું નથી કે જમીન પર તે ફેંકી દઇને પોતાની પાસેની રકાબીમાં પણ તે રાખી શકે. તેના આંગળા વતી ગંદી રોટલીના ટુકડા ઉચકવા હું તેને જમીન પર ઘુંટણિયે ચાલવા કેમ દઉં?"

"પણ કઇ રીતે ખાવું તે માત્ર પ્રથાનો પ્રશ્ન છે. પ્રેરણાની દષ્ટિએ તો બાળક આંગળીઓ વતી ખાય છે. તેને

તેમ ન કરવાનું તમે શીખવો પરંતુ જો તમે છરીકાંટા લઇલો તો તે કુદરત ભણી પાછું વળશે."

મેં જવાબ આપ્યો, "હું જાણું છું કે આ બધો માત્ર પ્રથાનો પ્રશ્ન છે અને હું માનું છું કે જો આપણે જંગલમાં રહી આપણી આંતરિક પ્રેરણા પ્રમાણે વરતીએ તો તેમ કરવું તદ્દન બરાબર છે. પણ એક વ્યક્તિ માટે જંગલમાં જે સારું ગણાય તે સુધરેલી સમાજના સભ્ય તરીકે સારું ગણાય તે સૂચન હું સ્વીકારતી નથી."

"પણ માણસની પ્રેરણા જંગલમાં તો સાચી હતી તેમ તમે માનો છો?"

"હા, હું તે જંગલમાં રહે ત્યાં સુધી મને તે માન્ય છે. પરંતુ ત્યાંથી દૂર જતાં જ તે પ્રેરણા તદ્દન ખોટી થઇ શકે."

"પણ તેમાં પ્રેરણાનો નહિ પણ સ્થિતિનો વાંક ગણાવો જોઇએ. એ જ અત્યારે હિંદના ઘણા લોકોને લાગુ પડે છે. તેઓની પ્રેરણા અને ટેવો ગામડા માટે બરાબર છે પણ શહેર માટે ખોટી છે."

મેં પૂછ્યું, "ત્યારે પ્રેરણા આપણી ખરી માર્ગદર્શક ખરીને?"

મી. ગાંધીએ કહ્યું, "આપણે મૂળ મુદ્દો વીસરી જઇએ છીએ. આપણે તો બાળકની કેળવણીની વાત કરતા હતા."

મેં કહ્યું, "હા, તમે એમ ધારતા લાગો છો, કે, એમ ધારો છો તેમ મનાવવા માગો છો કે, બાળકોને પોતાની મેળે મોટાં થવા દેવા અને તાલીમથી બગાડવા ન જોઇએ."

"મારા કહેવાનો અર્થ આ છે: બાળકોમાં પ્રભુનો અંશ છે, પરંતુ સમાજ તેને એટલો ઢાંકી દે છે કે તેઓ તે વાત ભૂલી જાય છે અથવા તો તે અંશ નાશ પામે છે."

મેં જવાબ આપ્યો, "પરંતુ બાળકને કુદરતી પ્રેરણા પ્રમાણે વર્તવા દેવામાં ન આવે તો પ્રભુનો અંશ નાશ પામતો નથી. દાખલા તરીકે ચમચાવતી ખાવું કે સાબુવતી હાથ ધોવા અથવા તો કાતરવતી નખ ઉતારવાથી તેના હૃદયમાં રહેલા પ્રભુનું તેનું જ્ઞાન ઓછું થશે નહિ. સુધરેલા જીવનમાંથી તેમ જ હિમાલયમાંથી સંતો બહાર પડયા છે."

મી. ગાંધીએ કહ્યું, "હા, પણ તેની વિરુદ્ધ થઈને, તેને અંગે નહિ."

"તમે એમ ધારો છો કે જો કુદરતને ખોળે બાળકોને મુકી દઈએ તો તે ફુલની માફક પુરાં ખીલશે ? હું તો તેમ ધારતી નથી. વાડીમાં પણ માળી જ ઉત્તમ ફુલોને વિકસવામાં મદદ કરે છે. મૂળ સ્થિતિ કરતાં સંભાળ લેવાયલી સ્થિતિમાં તે તદ્દન જુદા થાય છે."

"હા. ને જુદા થાય છે. તેઓ દેખાવથી આંખને ખુશ કરે છે, પણ ફુલનો આત્મા, તેની સુગંધ, આ ક્રિયામાં નષ્ટ થાય છે."

બીજા ઘરોની માફક તે, નાના ઘરનો અંત આવ્યો. ઘરનું ભાડું ઉતારી નાખ્યું. ફર્નિચર વેચી નાખ્યું અને હું મારાં બે બાળકોને લઇ થોડા મહિના ડરબન રહેવા ગઈ. મારા પતિ મી. ગાંધી સાથે જોહન્સબર્ગમાં રહ્યા. લગભગ એક મહિના પછી મને મી. ગાંધી તરફથી એક અગત્યનો ઘણો ઉપયોગી પત્ર મળ્યો.

તેણે લખ્યું કે "તમે જોશો કે તમારા પતિને દક્ષિણ આફ્રિકાના હિંદીઓ સંબંધી મદદ મેળવવા હિંદમાં જવાનું કહેવામાં આવ્યું છે. તેથી તે કેટલાક મહિના-કદાચ વર્ષ કે તેથી વધારે તમારાથી દૂર રહેશે. જો તમે પહેલાંથી તમારી પરવાનગી ન આપો તો હું તેને જવાની હા પાડીશ નહિ. હું કોઇ પણ રીતે દબાણ લાવવા માગતો નથી પણ તમને

જે યોગ્ય લાગે તે તમારે કરવું. અને તમે જે કરશો તેની સાથે હું તથા તમારા પતિ સંમત થઇશું!" આ પત્ર મી. ગાંધીની વિશિષ્ટતા બતાવી આપતો હતો કેમકે તેણે જેમ હમેશાં કરતાં તેમ સંબંધ ધરાવતી બીજી વ્યક્તિ પર નિર્ણયની નૈતિક જવાબદારી છોડી હતી. પણ તેમાં સીધું સૂચન તો નહિ પણ એવી લાગણી વ્યક્ત કરી હતી કે, પોતે કરેલ નિર્ણય કરતાં જુદો નિર્ણય આવે તો તે ખોટું થશે. કહેવાની જરુર નથી કે મેં સંમતિ આપી અને મારા પતિ થોડા દિવસ ડરબનમાં મારી સાથે આવીને રહ્યા. અમે ફરીથી પાછા દક્ષિણ આફ્રિકામાં ઘર માંડીએ ત્યાં સુધી ઇંગ્લંડમાં રહેવાની મેં ગોઠવણ કરી. ઇંગ્લંડ મારા ગયા પછી થોડા અઠવાડિયામાં મી. ગાંધી પણ દક્ષિણ આફ્રિકામાં હિંદીઓની સ્થિતિ સંબંધી બ્રિટિશ સરકારને મળવા માટે આવી પહોંચ્યા.

લંડનમાં રહ્યા તે દરમિયાન હું તેને ઓછામાં ઓછું અઠવાડિયામાં એક વખત મળતી. ઘણીવાર તો વધારે વખત મળતી. ઇંગ્લંડની આ મુલાકાત વખતે તેને મારી સગી બે અંગ્રેજ બાઇઓ મળી. આ બાઇઓ ફિનિક્સ સંસ્થાન સંબધી હકીકત સાંભળી તેના પર મોહી પડી અને તેમાં જોડાવાની પરવાનગી માગી. બન્ને સારી રીતે કેળવાયલી હોઇને તેઓએ મંત્રી તરીકેના અથવા વર્તમાન પત્રના કામની અથવા કાઢવા ધારેલી નિશાળના શિક્ષક તરીકેના કામની માંગણી કરી. તે વિષય પર ઘણી વખત વાર્તાચિત થઇ પણ તેમને ફિનિક્સ જવા દેવામાં મી. ગાંધીને જરાપણ ડહાપણ લાગ્યું નહિ. આખરે તેણે તેઓને મારી પાસે મોકલી મને

સૂચના કરવામાં આવી હતી કે મારે તેમની સાથે ખુલ્લા દિલથી સંસ્થાન સંબંધી હું જાણતી હોઉં તે બધું કહેવું અને પછી તેમને ફરીથી ચર્ચા કરવા તેની (મી. ગાંધીની) પાસે મોકલવી.

મેં તેઓની સાથે સંપૂર્ણ દિલ ખોલીને વાત કરી. જો કે અંગત રીતે દક્ષિણ આફ્રિકામાં મેં તેઓની હાજરી ઇચ્છી હોત તો પણ હું જાણતી કે ત્યાંનું જીવન તેમને અનુકૂળ પડશે નહિ. તેથી મેં ફિનિકસમાં પડનારી મુશ્કેલીઓ તેમને બતાવી–ઘરની આધુનિક સગવડનો અભાવ–હવા અજવાળાની ખેંચ (જમીન ઉપર ઉભું કરેલ ઝુંપડું) નહાવાની ઓરડીનો અભાવ, સભ્ય સમાજનું નામ પણ નહિ, નહિ સંગીત કે નાટકશાળા, રેલ્વે સ્ટેશનથી માઇલો દૂર, પહોંચવા માટે વાહનનો અભાવ, સર્પથી જીંદગી બચાવવાની ચિંતા, માંદગી અથવા અકસ્માત પ્રસંગે માઈલો સુધી ડાકટર મળી શકે નહિ, તદ્દન સાદો ખોરાક. અને તેઓને જોઇએ તેવા ખોરાકના માત્ર ડબ્બા મળી શકે. મેં તેમને કહ્યું કે તમારે જમીન ધોઇને લુછવા પડશે, તમારાં કપડાં હાથે ધોવાં પડશે, રસોઈ હાથે પકાવવી પડશે, અને પછી સાફ કરી ઠામ વાસણ માંજવા પડશે. કપડાં અને બીજી જરુરિયત માટે તમને તદ્દન નજીવી રકમ આપવામાં આવશે અને ભવિષ્યના જરુરી પ્રસંગ માટે તમે કંઈ બચાવી શકશો નહિ.

આ બધી વાસ્તવિક વિગતો વિષે આ બાઈઓએ વિચાર કર્યો નહોતો તે કહેવાની જરુર નથી. આવી બાબતો વિષે તકલીફ લેવાની જરુર તેમને કદિ જણાઈ નહોતી. ફિનિ-

ફ્રેસ જેવા સ્થાનમાં સાદું જીવન એટલે ‘ ખરું સાદું જીવન ’ એવી તેમને કલ્પના આવી નહોતી. આ જીવન એટલે કુદરતની નજીક રહેવું, નહિ કે લંડનની નાટયભૂમિપર દેખાડવામાં આવે છે તેવું જીવન. તેઓ તદ્દન નિરાશ થઈ અને પહેલાં તો મારી વાત માનવાને લગભગ અચકાણી. મારી હાજરીમાં તેઓ મી. ગાંધીને મળી અને મેં કરેલી વાત નર્યું સત્ય હતું કે તેમાં અતિશયોક્તિ હતી તે પૂછયું.

મી. ગાંધીએ જવાબ આપ્યો, “હા તે તદ્દન સાચું છે. તમારા જેવી કેળવણી પામેલ અંગ્રેજ બાળાઓ તેવું જ ધારે તેમ હું ધારું છું. મિલિ સાચું કહે છે.”

એકે કહ્યું “અમે નોકર ન રાખી શકીએ? ધોવા અગર સાફ કરવાના અગર તેવા બીજા કાર્યમાં અમારી બુદ્ધિનો વ્યય થવો ન જોઇએ.”

મી. ગાંધીએ જવાબ આપ્યો, “નોકર રાખવાથી આખી વસાહતનો મુદ્દો જ માર્યો જાય.”

“ત્યારે મને ભય છે કે તેવી સ્થિતિમાં અમે ત્યાં સુખે રહી શકીએ નહિ.”

મી. ગાંધીએ જવાબ આપ્યો, “તમે શું અર્પણ કરી શકો છો તેના પર સુખનો આધાર છે નહિ કે તમે જે મેળવો તે પર. છતાં હું કબુલ કરું છું કે જો વસ્તુઓનું સદંતર મૂલ્ય પરિવર્તન તમે ન કરી શકો તો તમે ત્યાં સુખેથી રહી શકો નહિ તેમ જ બીજાઓને સુખ આપી શકો નહિ.”

બાઇઓ ગઇ નહિ. વધારે આનાકાની વિના તેઓએ

કબુલ કર્યું કે તેવા જીવનને અનુકૂળ થવાનું તેઓને માટે અસંભવિત હતું. તેઓએ તો તે જીવન બીજી જાતનું કલ્પ્યું હતું.

તેમના ગયા પછી ગાંધી જરા રમુજી રીતે પરંતુ વિચારમાં હોય તેમ હસ્યા.

મેં કહ્યું "હું દિલગીર છું પણ હું ધારું છું કે તેઓના દક્ષિણ આફ્રિકાના જવાથી કોઇને લાભ થયો હોત નહિ અને તમને પણ તેથી ચિંતા થઇ હોત કેમકે તેમની અગવડો માટે તમે પોતાને જોખમદાર ગણત અને પછી તમારે તેમને પાછી મોકલવી પડત."

તેણે જવાબ આપ્યો, " હા, તે ખરું છે પણ તેઓ આંહી સુખી નથી તેમ તેઓ કહે છે. તમારા મોટાં શહેરનું આધુનિક જીવન તદ્દન ખોટું છે. તેનાથી બધાને અસંતોષ થાય છે, તમારે શું જોઈએ છીએ તેની તમને પોતાને ખબર નથી. ઉપયોગી છે તેમ માની તમે જીવનમાં વસ્તુઓનો ઢગ કરો છો અને આ રીતે તમારા માટે કારાગ્રહ ઉભા કરો છો.

× × ×

મી. ગાંધી લંડનમાં લાંબો વખત રહ્યા નહોતા પરંતુ તેના અનેક પ્રેમાળ કાર્યોમાં તેના લંડનનિવાસ દરમિયાનનું નીચેનું મને યાદ છે. મારી એક યુવાન સખી કોઈ ધંધા માટે ડીગ્રી મેળવવા પ્રયત્ન કરતી હતી પરંતુ પાસે પૈસા ન હોવાથી અતિશય મુશ્કેલ સંજોગોમાં હતી. મી. ગાંધીને તે ઓળખતા હતા. અને એક દિવસે તેને વિષે વાત નીકળતાં મેં તેને કહ્યું, ''મને—ની ચિંતા થાય છે. હું ઇચ્છું છું કે તેને ઉછીના આપવા જેટલા પૈસા મારી પાસે હોત. તેને

મોજાં તથા પગરખાંની ખાસ જરુર છે પણ તે કેમ મેળવવા તે પ્રશ્ન છે. અલબત્ત જો આ વર્ષ વીતી જાય તો તે ગમે તે રીતે ચલાવી લેશે. પરંતુ અત્યારનો જ પ્રશ્ન છે. હું તેને મદદ કરી શકું તેમ હું ઈચ્છું છું!"

તેણે જવાબ આપ્યો, "તેના વિષે ચિંતા ન કરો. તે મુશ્કેલીથી ગાંજી જાય તેમ નથી. તે નાહિંમત નહિ થાય પણ ફત્તેહમંદ થવા ગોઠવણ કરશે."

આ વાતચિત પછી થોડા વખતે જ્યારે હું તેને મળી ત્યારે તેણે કહ્યું, "હું આશ્ચર્યમાં ગરકાવ થઈ ગઈ છું. પોતાના તરફથી નાની ભેટ તરીકે મી. ગાંધીએ બે પૌંડ મોકલ્યા છે." તેથી અમને બધાને સંતોષ થાય તેમ મોજાં તથા બૂટ ખરીદાયાં. પણ મી. ગાંધીએ પોતે આ બનાવ વિષે મને કદિ વાત કરી નહિ.

ઇંગ્લંડની આ મુલાકાત વખતે તે સ્ત્રી હક્કની લડતની ઘણી આગેવાન સ્ત્રીઓને મળ્યા. તેઓ જે કરતી હતી તેમાં તેણે ઘણો રસ બતાવ્યો અને પાછળના દિવસોમાં તે કહેતા કે "હું બ્રિટિશ સ્ત્રીઓ પાસેથી સત્યાગ્રહની કીંમત તથા રીત સંબંધી ઘણું શીખ્યો છું." દક્ષિણ આફ્રિકાની રાજકીય લડતમાં તેણે આમાંની કેટલીક રીતો અમલમાં મુકી હતી. ખાસ કરીને મિસિસ ડેસ્પર્ડ સાથેના સ્ત્રી કાર્યકર્તાઓના નાના મંડળના, તેણે ખૂબ વખાણ કર્યા.

મને યાદ આવે છે કે એક પ્રસંગે જ્યારે અમે ઈંગ્લંડની સફ્રેજ (હક્ક) ચળવળ સંબંધી વાત કરતા હતા ત્યારે તેમાં એક લડાયકવૃત્તિવાળો પક્ષ ઉત્પન્ન થવા માટે અને

હિંસાત્મક નીતિગ્રહણ કરવા માટે તેણે દિલગીરી દર્શાવી. તેણે કહ્યું, "સ્ત્રીઓ પાસે પોતાનું શસ્ત્ર છે. તેઓએ માણસના અનિષ્ટ રસ્તાનું શા માટે અનુકરણ કરવું જોઇએ?"

મેં જવાબ આપ્યો, "જો કે દયાજનક દેખાય છે તો પણ સ્ત્રીની નમ્રતા જ તેના વિનાશનું કારણ થઈ પડયું નથી?"

"જો તે જાહેર જીવનમાં પુરુષની ચાલાકી અનુકરણ કરે તો દુનિયાની પ્રગતિમાં તે ફાળો આપી શકશે નહિ."

મેં કહ્યું, "લડાયકવૃત્તિવાળા પક્ષમાંહેની કેટલીક સ્ત્રીઓ ખરેખર ઘણી નમ્ર છે. કદાચ તે સ્ત્રીની ઉત્ક્રાંતિનું ટુંક વખતનું મોજું હોય."

"તેમ પણ હોય, મિસિસ ડેસ્પર્ડ પોતે અજાયબ સ્ત્રી છે. લંડનમાં મારે તેની સાથે ઘણી વાતચિત થઈ હતી અને હું તેનો પ્રશંસક બન્યો છું. આધ્યાત્મિક પ્રતિરોધની તેની હિમાયતની હું કદર કરી શકું છું. મિસિસ પેન્કહર્સ્ટ પણ સારી બાઇ છે. સ્ત્રીઓની સ્વાતંત્ર્યની હિલચાલને શારીરિક બળની ધમકીથી ધક્કો પહોંચે તે વધારે દયાજનક છે."

નૈતિક ચળવળ સંબંધી પણ મી. ગાંધીને પ્રેમ હતો. તેના કેટલાક સભ્યો મી. ગાંધીના સંસર્ગમાં આવ્યા. તે સાથેનો સંબંધ, ત્યાર પછીના ચિંતા તથા મુશ્કેલીના વખતમાં પ્રોત્સાહક પત્ર વ્યવહારથી નીભાવી રાખવામાં આવ્યો. મી. ગાંધીના પત્રો ટુંકા અને મુદ્દાસર હોવા છતાં તેમાં મૈત્રી તથા સમજ શક્તિ પુરેપુરાં દેખાઈ આવતાં હતાં.

વેસ્ટમિન્સ્ટર વિક્ટોરીઆ સ્ટ્રીટમાં મકાનોની જે હાર અત્યારે ' એબી હાઉસ 'ના નામથી ઓળખાય છે તે ૧૯૦૯માં વેસ્ટમિન્સ્ટર પેલેસ હૉટલ તરીકે ઓળખાતી હતી. તે સારી હોટલ હતી અને વચલા વર્ગના ગ્રાહકોને ભોજન પુરું પાડતી હતી. બહાર પરદેશથી આવતા રાજ્યદ્વારી પુરુષો આહીંજ ઉતરતા હતા. સત્યાગ્રહની હિલચાલ દરમિયાન મી. ગાંધી ઈંગ્લંડની બીજી મુલાકાત દરમિયાન આહીં રહ્યા હતા. જુદીજુદી જાતના અનેક લોકો તેને મળવા માટે આહીં આવતા.

જેમ દક્ષિણ આફ્રિકામાં તેણે અતિથિ સત્કારનો પ્રેમ હતો તેમ આહીં પણ તેને તે પ્રદર્શિત કર્યો. મને લાગતું કે કેટલીક વાર, જ્યારે તેની આસપાસ સહૃદયી પ્રેમાળ લોકોનું ટોળું જામતું ત્યારે તે ખૂબ ખુશમિજાજમાં જણાતા હતા. લંડનમાં પણ આતિથ્ય તદ્દન સાદા પ્રકારનું હતું. હોટ-

લના નોકરોને આ આતિથ્ય ગભરામણ તથા રમુજનું સાધન થઇ પડયું હશે. તે વખતમાં એક ગૃહસ્થ, ગૃહસ્થની રીતે વર્તશે તેમ ધારવામાં આવતું હતું. અને તેથી કોઇ વ્યક્તિ સામાજિક પ્રથાનો ભંગ કરે તેને નોકર વર્ગ બહુ માન આપે તેમ ધારી શકાય નહિ.

હું ઇચ્છું છું કે મી. ગાંધી અને તેને મળવા આવનાર લોકો વિષે આ નોકરો અંદર અંદર શું વાતચિત કરતા હશે તે મેં જાણી હોત. બપોરના ભોજન વખતે આમંત્રણને અંગે અમે બારેક જણ વારંવાર તેના ખાનગી ઓરડામાં ભેગા થતા. વચ્ચેનું મખમલથી આચ્છાદિત થયેલ મેજ, જેના ઉપર મી. ગાંધીના પુસ્તકો પડયાં રહેતાં તે પહેલાં સાફ કરવામાં આવતું. પુસ્તકો અને કાગળોનો જમીનપર ઢગલો થતો. પછી ટેબલપર વર્તમાનપત્ર પાથરવામાં આવતું અને નારંગી, સફરજન, કેળાં, કોઈવાર દ્રાક્ષ જથ્થાબંધ તૈયાર રાખવામાં આવતા. મી. ગાંધી પછી નોકરને ટકોરી મારી બોલાવતા અને ધોળું ખમીશ અને ફુમતાવાળો ડગલો પહેરેલો નોકર, જ્યારે હાજર થતો ત્યારે જેની ઇચ્છા હોય તેને માટે મી. ગાંધી ચા તથા ટોસ્ટ ( ખાખરી ) તથા કેટલીક રકાબી મંગાવતા. નોકર ઓરડામાં ચારે તરફ નજર નાંખીને ચાનો તાટ મુકવા જેટલી જગ્યા ટેબલ પર કરીને ગંભીરતાથી ચાલ્યો જતો. તરત જ ચાનો રુપાનો ખુમચો અંદર આવતો. પછી અમે ખાતાં, પીતાં, વાતો કરતાં અને હસતાં કામપર બેસતાં. કેટલાક ઉભા રહેતાં અથવા આમ તેમ ચાલતા અને કાચલીઓ ઓરડામાં ફાવે તેમ ફેંકાતી,

કાગળથી આચ્છાદિત થયેલા ટેબલ પર નારંગીનો રસ ઢોળાતો અને ભોજન પછી, જાણે અસભ્ય નિશાળીઆઓની ટોળીને છુટી મુકી હોય તેવો ઓરડો દેખાતો હતો. નારંગી તથા કેળાં તથા સફરજનની છાલને કાગળમાં નાખીને હું તેને કચરાની ટોપલીને સ્વાધીન કરતી હતી. પછી ટોકરી વગાડાતી અને ગંભીર મુખમુદ્રાવાળો પરિચારક અંદર આવીને કચરો સાફ કરી જતો. ઓરડાના કચરા તથા ગંદકીની મી. ગાંધી પર જરાપણ અસર થતી નહિ અને કચરો સાફ કરતી વખતે નોકર પોતાનું ગંભીરપણું કદિપણ અદૃશ્ય થવા દેતો નહિ. તે વખતે બધી મજાક લાગતી હતી. સ્થિતિ ચુસ્તતાને તોડી પાડવાથી આમાં ઓર આનંદ આવતો હતો. પણ નોકરો આ વિષે શું ધારતા તેની મને નવાઇ લાગે છે!

× × ×

હૉટલમાં હું મી. ગાંધીને અનેક વખત મળવા જતી તે દરમિયાન એક વખતે નીચેની વાતચિત થઈ. થોડો સમય અમે બન્ને એકલાં હતાં અને મારા વ્હાલા મિત્રોની તેણે એક બે દિવસ અગાઉ મુલાકાત લીધી હતી, તે સંબંધી વાતચિત ચાલતી હતી. મારા મિત્રો તે વખતે મુશ્કેલીમાં હતા અને જો કે હું જાણતી હતી કે મી. ગાંધીની તેમના પ્રતિ સહાનુભૂતિ હતી તોપણ મને લાગ્યું કે તે આખા બનાવ પ્રત્યે અધીરાઈની દૃષ્ટિએ જોતા હતા.

તેણે કહ્યું " તે વિષે તેઓએ આટલી ચિંતા શા માટે કરવી જોઇએ? બધો પ્રશ્ન ફક્ત પૈસાનો જ છે. જો તેઓ અત્યારનાં મોજશોખના જીવનનો ત્યાગ કરીને સાદું જીવન

ગાળે તો પછી ચિંતાનું કંઇ પણ કારણ રહેશે નહિ."

મેં જવાબ આપ્યો "તે એટલું સહેલું નથી અને તેમની રહેણીકરણી ખર્ચાળ નથી."

"પણ તેઓ પોતાના સાધન કરતાં વધારે ખર્ચે છે જે પ્રમાણિક નથી."

"કેમકે તેમની આવકમાં અણધાર્યો ઘટાડો થઇ ગયો છે. મી. બી—જે ધંધો કરે છે તેવો ધંધો અત્યારના સંજોગોમાં બીજો થતો નથી."

"તો પછી ઘરને છોડી દઇ ગામડામાં ઝુંપડું તેઓ શા માટે લેતા નથી?"

"તેથી બહુ રાહત નહિ મળે અને વળી તે અમલમાં મુકી શકાય તેમ નથી."

મી. ગાંધીએ આગળ ચલાવ્યું "અને તેઓ ચાકરડી રાખે છે. તેને શા માટે રજા ન આપવી? ડોરા ઘેર રહીને તેની માની સંભાળ કેમ રાખતી નથી?"

"ડોરા પોતે કમાણી કરે છે. જો તે મુકી દે તો તેથી ઘરને ફાયદો નહિ થાય."

મી. ગાંધીએ પૂછયું. "મિસિસ બી—ઘરનું કામ ન કરે?" મેં જવાબ આપ્યો. "તેણે આખી જીંદગીમાં મહેનતનું કામ કરેલ નથી.

"ત્યારે તેમ કરવાનું તે શા માટે ન શીખે?"

"તે કરી શકે જ નહિ. તેની તબિયત તેને કામ કરવા દે તેવી નથી."

મી. ગાંધીએ કહ્યું "મુશ્કેલી એ છે કે આખું ઘર

નકામી વસ્તુઓથી ભરાઇ ગયું છે. તેણે તે બધું કાઢી નાખવું જોઇએ. રજ ભરાઈ જાય તેવી શેતરંજીઓ વાળવા માટે તથા ચીનાઈ માટીની હજારો વસ્તુઓ સાફ કરવા માટે નોકર રાખવા કરતાં તે વસ્તુઓને ફેંકી દેવામાં શું નુકશાન છે?"

"મને ભય છે કે મિસિસ બી—જેવા લોકોનું માનસ તમે સમજતા નથી. તેઓ એક રીતે ભલા માણસો છે પરંતુ તમે સૂચવો છો તેવું જીવન તેઓ સહન કરી શકે નહિ. તેઓ મરી જાય!"

"તો પછી તેમની ચિંતા કરવી નકામી છે. તેમને પોતાનું ફોડી લેવા દેવું જોઇએ. આવા લોકો વસ્તુઓનો સંગ્રહ કરે છે તે જ દુઃખ છે. અને તેને અંગે તેમને ચિંતા ભોગવવી પડે છે. આવી વસ્તુઓ મેળવવા તથા ભેગી કરવા તેઓ મહેનત તથા ચિંતા કરે છે અને જો તે છોડી દેવી પડે તો જીવી શકતા નથી. જો આપણા જીવનને વસ્તુઓથી ભરી દઇએ તો કદિ સુખ મળી શકશે નહિ." મને થયું કે વિષયની આગળ ચર્ચા કરવી નકામી છે. મી. ગાંધીના કહેવામાં ઘણું તથ્ય હતું તે પણ મને સમજાયું. પણ તે સંપૂર્ણ સત્ય નહોતું અને સત્યનો અમુક અંશ પ્રેરણા કરતો ન હોવાથી ઘણા લોકોને મુંઝવણ પડતી હતી.

બીજે પ્રસંગે મી. ગાંધી વસ્તુઓના કબજાના દાસત્વ સંબંધી વાત કરતા હતા ત્યારે મેં કહ્યું. "લોકો કબજો ન છોડી શકે એમ તમે કહો છો ત્યારે તમારી ભૂલ થતી હોય તેમ હું ધારું છું. લોકો કબજાનો મોહ મુકી શકે અને તેમને નુકશાન પણ ન થાય."

"ત્યારે તે રાખવા માટે તેઓ શા માટે આટલો સખત પ્રયત્ન કરે છે?"

મેં જવાબ આપ્યો "વસ્તુઓ રાખવી અને તેનું જતન કરવું તે કેટલાક લોકોને વિચિત્ર સિદ્ધાંત અથવા નિયમ જણાશે. તેઓને અમુક વસ્તુઓ વારસામાં યા બીજી રીતે મળે છે અને તેથી તેની સંભાળ રાખવાની તેઓ ફરજ સમજે છે."

"બરાબર તે વસ્તુઓથી મુક્ત થવાને બદલે ફરજના ખોટા ખ્યાલમાં તેઓ જીવન વ્યતીત કરી નાંખે છે."

મેં કહ્યું, "પણ મને ખાત્રી છે કે કેટલાક માણસો એવા છે કે જેઓની પાસે ઘણી વસ્તુઓ હોય છે પરંતુ તેમાં તેઓ લિપ્ત હોતા નથી. તેઓ તદ્દન સહેલાઈથી તેનો ત્યાગ કરી શકે છે. મને તો ખાત્રી છે કે અમુક ગરીબ વ્યક્તિ પાસે થોડી કીંમત વગરની વસ્તુઓ હોય છતાં તેનો રુઆબ માતો ન હોય. આવી વસ્તુઓના કબજાથી તે પોતાના આત્માનું અહિત કરે છે. એકંદરે, તમારી પાસે કેટલી વસ્તુઓ છે તે નહિ પરંતુ તમારી પાસેની વસ્તુઓને તમે કઈ દૃષ્ટિથી જુઓ છો તેમાં જ ખરી કસોટી છે."

"હા. તેમ જ છે. હિંદુ રાજર્ષિની એક વાર્તા છે. તેમાં એક દિવસે તેની પાસે એક સંન્યાસી આવ્યો, જેની પાસે કપડાનો ફક્ત એક ટુકડો હતો. સંન્યાસીના દેખાતા આત્મત્યાગની કસોટી કરવાની ઇચ્છાથી રાજાએ પોતાની દૈવીશક્તિથી પોતાના મહેલને આગ લગાડાવી. તેમાં બધી વસ્તુઓ સાથે સન્યાસીનું કપડું પણ બળી ગયું. આ નુક-

શાનથી સંન્યાસીને ખૂબ દુઃખ થયું. તે ઉપરથી રાજાએ તેને કહ્યું. "તમારી પાસે તો લુગડાનો એક ટુકડો હતો, જેવો બીજો સહેલાઇથી મળી શકશે. છતાં મારા સુંદર મહેલ તથા તેની અંદર રહેલી ફરીથી ન મળી શકે તેવી વસ્તુઓના નાશથી મને જે દીલગીરી થઈ છે તેના કરતાં તમારા નુકશાનથી તમને વધારે દીલગીરી થઈ છે.

.·. .·. .·. .·. ૧૨

દર્દો મટાડવાની એક સંસ્થા સ્થાપવાની મી. ગાંધીની આશા ફળીભૂત ન થઇ, તે તેના દક્ષિણ આફ્રિકાનાં આ વર્ષોની કદાચ મોટી નિરાશા ગણી શકાય. તેને દર્દો મટાડવા પ્રત્યે કુદરતી પ્રેમ હતો. તંદુરસ્તીના મુખ્ય નિયમોનું તેને આંતર્જ્ઞાન પણ હતું. જો આ ગુણોને પુરી રીતે કેળવવામાં આવ્યા હોત તો તે અત્યારના મહાન, દર્દો મટાડનાર થઈ પડયા હોત. પરંતુ વસ્તુસ્થિતિ એવી હતી કે રાજકીય અને સામાજિક પ્રશ્નોમાં તેનું જીવન એટલું ગુંચવાએલું રહેતું કે આ પ્રકારના કાર્ય અથવા સતત અભ્યાસ માટે તેને સમય રહેતો નહિ. છતાં યુરોપિયન તથા હિંદી લોકો બન્ને તેની મદદ તથા શિખામણ લેવા આવતા અને ઘણા માણસોને તેની સારવારથી સારો ફાયદો થતો હતો. તંદુરસ્તીના નિયમોની એક જર્મન સંસ્થાના શિક્ષણની કીંમત વિષે હું

તેને જ્યારે પહેલી મળી ત્યારે, તેને ખાત્રી થઇ હતી, અને તે અંગે તેણે ઘરમાં ટર્કીશ–કેબિનેટ બાથ, ઠંડા પાણીમાં ડુબકી મારી શકાય તેવાં સાધન, અને અંદર તથા બહારના ઉપયોગ માટે પીચકારીની ગોઠવણ કરી હતી.

મારા ધ્યાનમાં એક દાખલો આવ્યો તે કેટલાક યુરોપિયન મિત્રોના સંબંધી મી. સી. — નો હતો. મી. સી.— મહિનાઓ થયાં અનેકવાર ડાકટરી સારવાર નીચે હતા અને આખરે એપેન્ડિસાઇટિસ માંટે ડાકટરોએ તાત્કાલિક શસ્ત્રક્રિયા કરવાની સલાહ આપી હતી. તેથી અમારા મિત્ર મી. ડી—ને ખૂબ ચિંતા થઇ હતી. મી. ડી—એ આવીને મી. ગાંધી સાથે વાતચિત કરી. હું તે વાતચિત દરમિયાન હાજર નહોતી પણ મને ખબર પડી કે પરિણામ એ આવ્યું કે મી. ડી—મી. ગાંધી પાસેથી સીધા રાતના અગિયાર વાગ્યે તેના મિત્રને ઘેર ગયા અને તેને પીઠ પર પોતાના ઘેર, લગભગ એક માઇલ દૂર લાવ્યા ત્યાં મી. સી—ને પથારીમાં સુવરાવીને પીચકરી મારવામાં આવી. તેને અપવાસ કરાવ્યો. મી. ગાંધીની સૂચના પ્રમાણે મોટા ભાગે તેની સારવાર કરવામાં આવી અને સખત હુમલામાંથી તેને જલદી આરામ થયો. મી. ગાંધીને લાગ્યું કે દરદી સારો થયો છે કે તરત જ તેને નિરામિષ હલકો ખોરાક આપવામાં આવ્યો અને તેને ધીમે ધીમે શક્તિ આવતી ગઇ. આ પછી ઘણાં વર્ષો સુધી મને તેનો પરિચય રહ્યો પરંતુ તે આંતરિક સ્વચ્છતા તથા ખોરાકને દૃઢપણે વળગી રહ્યા હતા અને તેથી જે દર્દથી તે મહિનાઓ સુધી માંદા રહ્યા હતા તેનો ફરી

કદિ હુમલો થયો નહોતો, અત્યારના આરોગ્ય મંડળો તથા તેને વૈદકીય ટેકો આપનારા તરફથી અપાતી સલાહ અને સૂચનાઓનો મી. ગાંધીએ પચીસ વર્ષ પહેલાં ખૂબ ઉપયોગ કર્યો હતો. અત્યારે તો નિરામિષ ખોરાક લેવો તે લગભગ પ્રથા થઈ પડી છે અને તે ચોક્કસ રીતે માનવાળું ગણાય છે. જ્યારે મનુષ્ય જુદા જુદા પત્રોમાં આરોગ્ય વિષયક સૂચનાઓ વાંચે છે ત્યારે તેને એમ લાગે છે કે કબજીયાતથી થતા નુકશાનની હમણાં જ શોધ થઇ હશે. પરંતુ વર્ષો પહેલાં મી. ગાંધીને આની પુરેપુરી ખબર હતી અને તેથી તે શરીરના અંદરના સંચાને સાફ કરવાના તથા તેને તંદુરસ્ત રાખવા માટે થોડે થોડે સમયે થોડો શુદ્ધ ખોરાક આપવાના સિદ્ધાંત પર કામ કરતા.

હિંદી મુશ્કેલીઓની શરુઆતથી અંત સુધીમાં મેં જે ખાસ ઈલાજ જાણ્યો તે મિસિસ ગાંધીને લગતો હતો. તે વખતે તેની ઉમર ચાળીશ વર્ષની હતી અને લાંબા વખતથી તે દર્દથી પીડાતા હતા. તેણે એક ડાકટરની સલાહ લીધી. તેણે તેની સારવાર કરી પરંતુ આખરે તેની સ્થિતિ ગંભીર થઇ. તેનું દર્દ લાંબા વખતની લોહીની ક્ષીણતા હોવાનું નક્કી થયું. તે વખતે તે ફિનિક્સમાં રહેતા હતા, મી. ગાંધી જોહન્સબર્ગમાં રહેતા હતા અને હું અને મારા પતિ ડરબનમાં રહેતા હતા. એક રાત્રે અમને તથા ડાકટરને તેડી જવા માટે ફિનિક્સથી ખેપિયો આવ્યો. અમને ફિનિક્સ જવાની છેલ્લી ગાડી મળી અને અમે ચિંતાતુર હૃદયે મિસિસ ગાંધીની પથારી પાસે રાતના અગિયાર અને બારની વચ્ચે પહોંચ્યા.

અમે તેને બેભાન અવસ્થામાં જોયા. ડાકટર મુચ્છી વાળવા માટે ઔષધોપચાર કરતા હતા ત્યારે અમે, કુટુંબના બીજા સભ્યો સાથે રાહ જોતા હતા. રાત પસાર થઇ અને સવારમાં તરત જ મી. ગાંધીને તાર કરવામાં આવ્યો. મિસિસ ગાંધીને જ્યાં સુધી શકિત હતી ત્યાં સુધી બાપુને તેણે તબિયતના ખબર આપી ચિંતા કરાવી નહોતી. પણ બેભાન અવસ્થા થતાં પરિસ્થિતિ તેના અંકુશ બહાર થઈ પડી. મી. ગાંધી બીજે દિવસે આવ્યા તે દરમિયાન મિસિસ ગાંધીની તબિયતમાં સહેજ સુધારો થયો હતો. પરંતુ તેમાંથી સાજા થવાની આશા અપાતી નહોતી. વધારેમાં વધારે એકથી બે અઠવાડિયાં જીંદગી નભે તેમ હતું.

મી. ગાંધીએ બધું એક બાજુએ મુકયું અને પોતાનો સઘળો સમય તેની સારવારમાં અર્પણ કર્યો. તેની ભાનવાળી સ્થિતિમાં તેના પર તેનો સંપૂર્ણ વિશ્વાસ છે કે કેમ તે મી. ગાંધીએ પૂછયું. મિસિસ ગાંધીએ હા પાડી. પછી તેણે કહ્યું. "તમે મને મારા ઉપાયો અજમાવવા દેશો?" આની પણ તેણે હા પાડી. પોતાને મી. ગાંધીની દેખરેખ નીચે સદંતર મુકી. આ પછી તેણે બધી દવાઓ બંધ કરી અને દર્દીને માંસનું સત્વ લેવાની ફરજ પાડવાનો યત્ન કરવાની ડાકટરને ના પાડી. ડાકટર મી. ગાંધી પર ખૂબ ગુસ્સે થયા પણ મી. ગાંધી અચળ રહ્યા. પછી નિરાશામાં તથા ગુસ્સામાં ડોકટરે કેસ પડતો મુકયો.

બીજા બે અઠવાડિયા સુધી મી. ગાંધી તેની પત્નીના બિછાનાથી ભાગ્યે જ દૂર જતા. તે થોડે થોડે સમયે તેને

લીંબુનો રસ આપતા. આ સિવાય કોઈ જાતનો ખોરાક કે પ્રવાહી પ્રદાર્થ તેને આપવામાં આવતો નહિ. તે પોતાની શાંત ઇચ્છા શક્તિ તેનામાં રેડતા અને માંદી સ્ત્રીને જરુરની તમામ ફરજો બજાવતા હતા. આ બે અઠવાડિયા મિસિસ ગાંધી અર્ધ ભાનવાળી સ્થિતિમાં જીવન યુદ્ધ કરતા હતા. પરંતુ તે વખતના અંતે દેખી શકાય તેવો ફેરફાર જણાયો. ભાનવાળી સ્થિતિનો વખત વધ્યો, ઉંઘ સારી રીતે આવવા લાગી, જળંધરનો સોજો ઓછો થયો અને આંખ વધારે ચોખ્ખી જણાવા લાગી. પછી ધીમે ધીમે થોડા ફળ અને દુધ અને છેવટે મસાલા વગરના શાક તથા દાળ આપવામાં આવ્યા. એક પણ ઉથલા સિવાય મિસિસ ગાંધીને ધીમો પણ ચોક્કસ ફાયદો થયો. જો કે વાતને વીશ વર્ષો થઇ ગયાં છે છતાં ઘણું અગવડ ભર્યું અને મહેનતુ જીવન ગાળવા છતાં તેને ગંભીર માંદગી આવી નથી. લાંબા સમયની લોહી ક્ષીણતામાંથી મિસિસ ગાંધીની તે વખતે થયેલી રોગમુક્તિ એક ચમત્કાર જેવી હતી. કેમકે તે દર્દ જીવલેણ ગણાતું અને રોગ મુક્તિના બહુ ઓછા દાખલા નોંધાયા હતા. મી. ગાંધીને ખબર હતી ત્યાં સુધી તો ચોક્કસપણે લીંબુનો રસ તથા માનસિક પ્રભાવ પર, આગળ કોઈ માંદા માણસની સારવાર થઈ નહોતી. જે જે ડાકટરોએ આ જાણ્યું અથવા સાંભળ્યું તેમના મનથી તે મહાન કોયડો હતો.

અલબત્ત મી. ગાંધીના આરોગ્યના કેટલાક પ્રયોગો ડહાપણ ભરેલા તેમજ હિતકર્તા નહોતા. આવો એક પ્રયોગ મારા પહેલા બાળક પર કરવામાં આવ્યો હતો. તે જ્યારે

દોઢ મહિનાનું હતું ત્યારે તેને નિયમિત ઝાડો લાવવા માટે પેડુ પર ઠંડી માટી લગાડવામાં આવી. આથી બાળક ચીસોચીસ પાડવા લાગ્યું અને તેનું શરીર અક્કડ થઇ ગયું. મેં પ્લાસ્ટરને ફેંકી દઇ બાળકને ગરમાવો લાવવા મારા શરીર સાથે દબાવ્યું અને સદ્‌ભાગ્યે તે તરતજ સાજું થઈ ગયું. પણ બીજા ઘણા પ્રસંગોએ મોટી ઉમરના બાળકોને તથા આધેડ વયના માણસોને મી. ગાંધીએ લગાડેલી ઠંડી માટીથી શરીરના કોઇ પણ ભાગના સોજાને અતિ ફાયદો થયાનું હું જાણું છું.

આ વર્ષોમાં પાછળ દૃષ્ટિ નાંખતાં, દક્ષિણ આફ્રિકાના મારા જીવનની શરુઆતના દિવસોમાં બનેલ એક બનાવ મને યાદ આવે છે, જેને લઇ ચુસ્ત મત ધરાવતા ડાકટરો તથા તેની રીતભાત તરફ મી. ગાંધીને અણગમો પેદા થયો છે. લગભગ બાર વર્ષના, એક હિંદી મિત્રના છોકરા પર ડાકટરોએ શસ્ત્ર ક્રિયા કરવાનું નક્કી કર્યું હતું. માબાપો આથી ખૂબ ભડકયા પરંતુ આખરે તેઓએ શસ્ત્ર ક્રિયા—જે તદ્દન સાદી હતી—કરવાની હા પાડી. પણ છોકરાની તંદુરસ્તી માટે તેઓને તે શસ્ત્ર ક્રિયા ઘેર કરવાનું અને છોકરાની સંભાળ લેવા મી. ગાંધી હાજર રહે તે, અતિ જરુરનું માન્યું. મી. ગાંધીમાં માબાપને એટલી અખૂટ શ્રદ્ધા હતી કે જો તે ત્યાં હાજર રહે તો જ બાળક સહીસલામત રહેશે તેમ તેઓને લાગ્યું. કમભાગ્યે શસ્ત્રક્રિયા સંતોષકારક રીતે ન થઈ. શસ્ત્ર ક્રિયાના ટેબલ પર જ છોકરો મરણ પામ્યો અને મી. ગાંધીએ માન્યું કે સર્જન હુશિયાર ને સંભાળ રાખે તેવો નહોતો.

અને એક નિર્દોષ બાળકના—લગભગ—ખૂન વખતે પોતે હાજર રહ્યા હતા. માબાપની દિલગીરીનો પાર નહોતો અને તેમના પર આવી પડેલી દિલગીરી માટે પોતે જોખમદાર હોવાનું મી. ગાંધીને કોઈ અદશ્ય રીતે જણાયું. તેને લાગ્યું કે તે તેમની પ્રત્યેની ફરજમાં ચૂકયા હતા. બહુ દુઃખિત અને નિરાશ હૃદયે તે ઘેર પાછા આવ્યા અને કેટલાક વખત સુધી તેનાપર વાદળું ઝઝુમી રહ્યું જણાતું હતું.

મી. ગાંધીના ચારિત્ર્યનો વિચાર કરતાં તે પોતે શારીરિક શિક્ષામાં ન માને એટલું જ નહિ પરંતુ છોકરાંઓ માટે તેનો સખત પ્રતિબંધ કરે તે તદ્દન સ્વાભાવિક હતું. બાળક ગમે તેવું તોફાની તથા કંટાળો ઉપજાવનારું હોય છતાં પણ મી. ગાંધી તેને સમજાવવાની તથા પોતે કરેલ ખોટા કાર્યનું તેને ભાન થાય તેવી લાગણી જાગ્રત કરવાના યત્નમાં માનતા હતા. કમભાગ્યે કેટલાક બાળકોમાં નૈતિક લાગણીનો અભાવ હોય છે. મનુષ્ય સ્વભાવ સાથે કામ પાડવામાં જેઓ ફક્ત નીતિ શાસ્ત્રને માને છે તેમની સમક્ષ આવા બાળકો સદાને માટે કોયડા ઉત્પન્ન કરે છે.

મી. ગાંધીના નિશાળના કામ ચલાઉ પ્રયોગ વખતે લગભગ ચૌદ વર્ષની ઉમરના એક છોકરાને તેની દેખરેખ નીચે મુકવામાં આવ્યો હતો. તે છોકરો મહાન આફતરુપ હતો. તે સ્વભાવથી જ ધાતકી તથા દગાખોર લાગતો હતો. મી. ગાંધીની દૃષ્ટિએ બાળકોમાં આ બે મોટા અવગુણો હતા. મી. ગાંધી છોકરા પર વધારે પડતું ધ્યાન આપવા તથા પ્રેમ દર્શાવવા લાગ્યા. તે તેની સાથે દલીલ તથા આજીજી કરતા

પણ બધું નકામું હતું. બીજા બાળકો અથવા પ્રાણીઓ પ્રત્યે એક પછી એક ક્રૂર કામો કરવામાં આવતા. એક જુઠાણાને અંગે બીજું જુઠાણું તે બોલતો.

આખરે છોકરાને મરજી મુજબ વર્તવા દેવાનું મારા પતિએ મી. ગાંધીને કહ્યું. તેણે કહ્યું કે "તેને માટે બીજા લોકોની ફરિયાદ પણ તદ્દન વાજબી છે." મી. ગાંધીએ બહાના શોધ્યા પણ મારા પતિએ કહ્યું કે તેને હૃદય સોંસરો ઉતરી જાય તેવો ધડો બેસાડવાની જરુર છે. ફક્ત શારીરિક શિક્ષા જ એવી હતી કે જેથી તેને સમજ આવે. આખરે એક દિવસ એક નાના છોકરા પ્રત્યે તે છોકરે બેટ ફેંકયું, જેમાંથી નાના બાળકનો માંડ બચાવ થયો. મી. ગાંધીએ આ નજરે જોયું. મારા પતિ નજીકમાં જ હતા. તેને તેણે છોકરાને ફટકારવા કહ્યું. મારા પતિએ તેમ કર્યું અને થોડા વખત સુધી દેખીતો સુધારો જણાયો. છોકરાએ પોતા પર થોડો કાબુ રાખ્યો અને શારીરિક દુઃખ પોતાને પડે ત્યારે શું થાય તે તેને સ્પષ્ટ થયું.

આ પછી તરત જ છોકરો તેના માબાપ પાસે ગયો, નાની નિશાળ વિખરાઇ ગઇ અને તે છોકરા વિષે ફરીથી કશા ખબર સંભળાયા નહિ. તે છોકરાને પશુ બળની અસર થઇ પરંતુ સુધારણાની નૈતિક રીતિની કશી અસર ન થઈ તે જાણીને મી. ગાંધીને લગભગ નિરાશા થઇ કે કેમ તેનું મને આશ્ચર્ય થયા કરે છે.

હું દક્ષિણ આફ્રિકા પાછી ફરી ત્યારે લગભગ ત્રણ વર્ષ વીતી ગયા હતા. મારા પતિ ઇંગ્લંડ આવ્યા હતા અને થોડા મહિના સાથે રહી અમે હિંદ આવ્યાં, જ્યાં અમે લગભગ એક વર્ષ રહ્યાં.

અમે ડરબનમાં પહોંચ્યા ત્યારે અમારે ત્યાં રહેવું તેવી ગોઠવણ થઇ હતી. મારા પતિ નાતાલમાં રહી વકીલાત કરવાના હતા અને આગળની માફક ફિનિક્સ માટે થોડું ઘણું કામ કરવાનું ચાલુ રાખવાના હતા. મી. ગાંધી મોટે ભાગે જોહન્સબર્ગમાં રહેવાના હતા પણ જે વિચારોને તે પોષી રહ્યા હતા તેને મૂર્તસ્વરૂપ આપવા તે ફિનિક્સમાં પણ સારો સમય રહેવાના હતા.

મારી ગેરહાજરી દરમિયાન ફિનિક્સમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. કેટલાક જુના વસાહતીઓ ચાલ્યા ગયા હતાં

અને તેને સ્થાને નવા આવ્યા હતા. જમીનની ખેતી સારી થતી હતી. વાડ ઉભી કરવામાં આવી હતી અને લગભગ બધા સભ્યો પોતાને જોઇતું લીલું શાક ઉગાડી લેતા હતા. જમીન અણખેડાયેલી તથા ફળદ્રૂપ હોવાથી, શાક સહેલાઇથી ઉગતું. ભાજી તથા સુંદર ફુલો સહેલાઇથી ઉગતાં હતાં. ફળદ્રુપ જમીનમાં વાવવાથી કાંટાવાળી ટોચે અનનસ પણ ઉગતાં હતાં.

એકાદ બે ઘરને વિશાળ બનાવવામાં આવ્યાં હતાં, અને તેમાં ફર્નિચર પણ વધ્યું હતું અને બારીપર આકર્ષક પડદાઓ નાખવામાં આવ્યા હતા. એક મોટા ઓરડાવાળું મકાન નિશાળ માટે બાંધવામાં આવ્યું હતું. અહીં ફિનિક્સમાં આવેલ એક નવી અંગ્રેજ બાઇ સંસ્થાનના બાળકો માટે શાળા ચલાવતી હતી. તેને શિક્ષણ સંબંધી આગલો અનુભવ નહોતો પણ મી. ગાંધી આવી બાબત પર ઓછું લક્ષ આપતા હતા. તેની ગણત્રી મુજબ તેનું હૃદય સાબુત હોવાથી તેના વિચારો પણ સાચા હોવા જોઇએ.

આ વખતે નિશાળમાં આવતા છોકરા છોકરીઓની સંખ્યા ચૌદ હિંદીની હતી. તેમની ઉમર ૫થી ૧૭ વર્ષ વચ્ચેની હતી. આમાંના કેટલાક છોકરાઓને શિક્ષણ માટે મી. ગાંધીની દેખરેખ હેઠળ મુકવામાં આવ્યાં હતાં, અને તેથી તેમની સાથે કેમ વર્તવું તે મી. ગાંધીને એક મોટો પ્રશ્ન થઇ પડયો. છોકરાઓ યુવાન થતા જતા હોવાથી તેમના જાતીય વિકાસનો મી. ગાંધીને અભ્યાસ કરવાની જરુર હતી. તે વિષે તેણે પુષ્કળ વિચાર કર્યો, અને તેમને તે જ્ઞાન તથા પવિત્રતામાં કેળવણી આપવા માટે શ્રેષ્ઠ રીત માટે તેણે

મનન કર્યું. "એક યુવકે શું જાણવું જોઈએ" વિગેરે ઘણાં પુસ્તકો મેળવીને મને તે પુરેપુરા વાંચી જવા કહ્યું. છોક-રાઓને નૈતિક માર્ગદર્શક થાય તેવું કયું પુસ્તક મને શ્રેષ્ઠ લાગે છે તે માટે જોવાનું હતું. પરંતુ અફસોસ! આશાઓ અને સિદ્ધાંતો માટે અફસોસ! બધા મનન અને સંભાળ છતાં એક શોચનિય બનાવ બનતાં અટકયો નહિ. એક મોટા છોકરાએ નાની છોકરી સાથે ખરાબ રીતે ચાલવાનો ગંભીર પ્રયત્ન કર્યો હતો. એમ મી. ગાંધીને જ્યારે ખબર પડી ત્યારે તે દિલગીર થયા અને તેને આઘાત થયો.

કુદરતી રીતે જ તે બાળાના પિતાને અવર્ણનિય ગુસ્સો ચડયો અને તેણે પોતાની પુત્રીને ફરીથી નિશાળે મોકલવાની ના પાડી. વસ્તુતઃ તે જેટલો સમય કુટુંબ સહિત ફિનિકસમાં રહ્યા તેટલો બધો વખત તેનાપર ચાંપતી દેખરેખ રાખવામાં આવી. તે જાણે કે આ કમનસીબ બનાવ માટે મી. ગાંધીને ઠપકો આપતા હોય! છોકરાને જ્યારે પુછવામાં આવ્યું કે "તું આવી રીતે કેમ વર્ત્યો?" ત્યારે તેણે જવાબ આપ્યો કે "મારાથી રહી શકાયું નહિ. મને એમ જ લાગ્યું" પોતાની અંગત દેખરેખ નીચે ન રાખી શકાય તો છોકરાને રાખવાનું અસંભવિત હોવાની મી. ગાંધીને ખાત્રી થઈ. આ સંભવિત ન હોવાથી છોકરાને તેના બાપ પાસે મોકલી દેવામાં આવ્યો અને એ રીતે આ બનાવનો અંત આવ્યો.

× × ×

મી. ગાંધીની દેખરેખ નીચે વખતો વખત રખાતી વ્યક્તિઓમાં લગભગ વીશ વર્ષની એક બાળા હતી જેને હું

આ પ્રસંગે લીલા કહીશ. તે કેળવાયેલ, હુશિયાર તથા મોહક હતી અને મી. ગાંધીએ તેના રક્ષક થવાનું ખુશીથી કબુલ કર્યું. તે ઉચ્ચ આદર્શોની વાત કરતી અને બાપુ જે સુધારાની યોજના કરતા તે બધા તે સમજતી હતી અને તે પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતી હતી; તેથી દેખીતી રીતે બધું ઠીક ચાલ્યું જતું હતું. ત્યાં અચાનક ધડાકો થયો. એક દિવસ મી. ગાંધીને મળવા જતાં તેનો દેખાવ જોઇ મને આઘાત થયો. તે માંદા તથા હતાશ દેખાતા હતા. તેણે મને આવકાર આપ્યો પણ તેમાં હમેશની લાગણી તથા હાસ્ય નહોતા.

એક શાંત ખૂણામાં અમે એકલા બેઠાં કે તરત જ મેં અસ્વસ્થ ચિત્તે પૂછ્યું " શું થયું છે? તમારી તબિયત સારી નથી કે બીજું કંઇ બન્યું છે?" મેં તેને આવી મુંઝવણ તથા દિલગીરીમાં કદી જોયા નહોતા. જ્યારે લોકોમાં બનતા બનાવો અંધકારમય લાગતા હતા ત્યારે પણ ઇશ્વરી સંકેતની સાચી કાર્ય પ્રણાલિકાની તેની શ્રદ્ધાથી તે હતાશ ન થતા અને ગંભીર રહેતા હતા. પણ આજ તો જાણે તેનામાંથી પ્રકાશ ખુંચવી લેવામાં આવ્યો હોય તેમ જણાયું. તે ઢીલા થઇને બેઠા.

તેણે ધીમા સાદે કહ્યું " ગજબ થયો છે."

મેં ગુંચવાઇને પડઘો પાડયો " ગજબ? તમે શું કહેવા માગો છો?"

" આપણામાં એક ભયંકર વસ્તુ બની ગઈ છે."

મેં ખૂબ ભયભીત થઇને પૂછ્યું, " પણ છે શું? શું બન્યું તે મને મહેરબાની કરીને કહો."

મી. ગાંધીએ કહ્યું " લીલા પોતાની પવિત્રતાના ભંગ માટે દોષિત થઇ છે. ન—સાથે તેને શારીરિક સંબંધ થયો છે."

" આતો ખરેખર ભયંકર! તે સાચું હોવાની તમને ખાત્રી છે ? "

" તે સાચું જ છે! તેણે પોતે મારી પાસે બધું કબુલ કરી લીધું છે."

મેં કહ્યું, " છતાં હું પુરું સમજતી નથી. તે શી રીતે બની શકે ? તે કયારે બન્યું ? તે પોતાનો વખત કેમ ગાળે છે તથા ક્યાં જાય છે તે તમે જાણો છો તેમ હું ધારતી હતી. ત્યારે પછી આ શી રીતે બન્યું ? "

તેણે દિલગીરીભરેલા અવાજે કહ્યું "હું માનતો હતો કે હું લીલાને તથા હિલચાલને જાણુતો હતો પરંતુ એમ જણાય છે કે હું જાણુતો નહોતો. જ્યારે હું એમ માનતો હતો કે તે પુસ્તક લઈને ફરવા જાય છે ત્યારે તે ન—ને મળતી હતી. મેં તમને કહ્યું તે પરિણામ છેવટે આવ્યું છે."

મેં પૂછ્યું " તે લાંબા વખતથી ચાલતું હતું ? "

તેણે જવાબ આપ્યો, " હા, કેટલાક વખત—કેટલાક અઠવાડિયાથી તો ખરું."

અમે થોડો સમય ચૂપ બેસી રહ્યાં. આ વાતનું જ્ઞાન તેને કેટલું દુઃખદ થઇ પડેલ છે તે હું જાણુતી હોવાથી મને પણ બોલવાનું સુઝયું નહિ. જો એક વાર અફવા પ્રસરી તો બીજાની દૃષ્ટિએ તેને માટે શું ધારી લેવામાં આવશે તે પણ હું સમજી. આ વાત બહાર ન પ્રસરે તો મને નવાઇ

લાગે. તે ફરીથી બોલ્યા ત્યારે મને લાગ્યું કે તે અસંભવિત હતું.

તેણે કહ્યું, "કેટલાક લોકો જાણતા હતા અથવા તેઓને શંકા હતી. મારી આસપાસ શું બની રહ્યું છે તેની માત્ર મને એકને જ ખબર નહોતી. હવે મારે તેના કુટુંબને શું જવાબ આપવો? તેને માટે મારી જોખમદારી છે."

"પણ ખરેખર આને માટે તમારે તમને પોતાને દોષિત ન ગણવા જોઇએ. તમે ગણો છો કે? આવી ભયંકર વસ્તુ બની શકે તેની તમને શંકા શી રીતે આવે?"

"જો હું મને પોતાને દોષિત ન ગણું તો બીજા કોને ગણું? મેં જ કોઈ બાબત પ્રત્યે ઉદાસીનતા દાખવી હશે, જોખમદારી મારા માથે જ પડવી જોઇએ."

મેં ભારપૂર્વક કહ્યું, "હું તેમ ધારતી નથી." જે બાળા પ્રત્યે મી. ગાંધીએ આવો પ્રેમભાવ દર્શાવ્યો હતો, જેના વિષે તે મગરૂબીથી વાત કરતા તેણે જ તેને આવી રીતે છેતર્યા તે વિચારથી હું તે બાળાપર ખૂબ ગુસ્સે થઇ હતી. ન—પ્રત્યે મને ગુસ્સો ઉપજ્યો નહિ, કેમકે તે લીલા કરતાં નાનો હતો અને છોકરીઓ વિષે નહિ જેવું જાણતો હતો. મને લાગ્યું કે લીલાએ જ ઇરાદાપૂર્વક તેને ફસાવ્યો હશે."

મેં કહેવાનું ચાલુ રાખ્યું, "અલબત્ત તમને દોષિત ગણી શકાય નહિ. લીલા આ વસ્તુથી અજ્ઞાત નહોતી. પોતે શું કરે છે તેનું તેને ભાન હતું. તેણે જ ભયંકર વર્તન ચલાવ્યું છે. હું જાણું છું કે તમારા માટે તે અસહ્ય છે,

પરંતુ તમને કોઈ જોખમદાર ગણી શકે નહિ. હવે તમે શું કરવા માગો છો ?"

"મારે તરત જ તેના કુટુંબને વાત કરી તેમનો ઠપકો સ્વીકારી લેવો. લીલા પશ્ચાતાપથી બળી રહી છે. પોતે કેવી દુષ્ટ નીવડી છે તેનું તેને ભાન થયું છે અને છેલ્લા ચોવીશ કલાક થયાં તે રડયા કરે છે અને અપવાસ કરે છે."

મેં કહ્યું, "ઠીક. અપવાસથી તેને ફાયદો થશે. મને તેના પ્રતિ જરા પણ લાગણી નથી. પરંતુ મને ન— માટે દિલગીરી થાય છે. આની પહેલાં જાતીય મનોવૃત્તિની તેને શી ખબર હોય ? તેને ભોળવવામાં આવ્યો છે. પરંતુ તમે તેના વિષે શું કરવા માગો છો ?"

"તે બેમાંથી એકનું પણ શું કરવું તે હું હજુ સુધી જાણતો નથી. તેઓ બન્નેએ પોતાની મેળે પોતાને શિક્ષા કરવી જોઇએ. અલબત્ત જો કોઇ હાજર ન હોય તો તેઓ એકબીજાને ફરીથી મળે તેમ હું ઇચ્છતો નથી, અને મારી સંભાળ નીચેથી બેમાંથી એકને પણ દૂર કરવા માગતો નથી."

મારા વિચારો ચિંતાની પરાકાષ્ટાએ પહોંચ્યા.

મેં પૂછ્યું "બાળક અવતરવાનું છે !"

મી. ગાંધીએ જુસ્સાથી જવાબ આપ્યો. "ના. ઇશ્વરનો આભાર માનો કે એટલું મારા માટે સારું છે."

"ઠીક. એટલા માટે તો આભાર માનવાનો રહ્યો ! તે સિવાય તે પુરું થવું તમારા માટે ખરેખર ભયંકર છે !"

"મેં લીલાને કહ્યું છે કે તેના પાપનું મારે ભાગીદાર

થવું જોઇએ. અને તેથી અપવાસથી તેનું નિવારણ કરવાની હું આશા રાખું છું."

પછી તો અમે વાતોએ ચડયા. પરંતુ સત્ય હકીકત બનેલ હોવાથી વાતોમાં તે વિસરાય તેમ નહોતું. તેના દુઃખ માટે શોકની ઉંડી લાગણી સાથે હું મી. ગાંધી પાસેથી ગઇ. તે પવિત્રતાનું કેવું મૂલ્ય આંકતા હતા તે, તથા પોતાની સંભાળ નીચેની બે યુવાન વ્યક્તિઓને પ્રલોભનમાં પડતાં તે બચાવી શક્યા નહોતા તેની જોખમદારી પોતે કેટલી ગણતા હતા તે, હું જાણતી હતી. લીલા પ્રત્યે મારામાં ગુસ્સાની લાગણી ચાલુ રહી. ન.—માટે તેને અતિ પ્રેમ હોવાની દલીલ પણ તે લાવી શકે તેમ નહોતી અને અધુરામાં પુરું, તે પરણેલી હતી!

મી. ગાંધીને ફરીથી મળતાં એક પખવાડિયું ચાલ્યું ગયું. તે નબળા અને ક્ષીણ જણાતા હતા અને લાંબા અપવાસની અસરમાંથી હજુ મુક્ત થવાની તૈયારીમાં હતા, અમે થોડી વાત કર્યા પછી તેણે મને લીલાને મળવાની વિનતિ કરી. તેના કહેવા મુજબ તેનું વર્તન હવે સુંદર હતું.

" અમારા બધાની સમક્ષ તેણે પોતાના પાપની કબુલાત કરી છે, તેણે મારી સાથે અપવાસ કર્યા છે, બધું ઝવેરાત કાઢીને શોકના વાઘા સજ્યા છે અને અપરાધ અને પશ્ચાતાપની નિશાની તરીકે તેના વાળ ટુંકા કપાવી નાખ્યા છે. તેના વિષે મને ફરીથી મોટી આશાઓ છે. આત્મામાં જે કચરો હતો તે તેની પાપની કબુલાતથી ચાલ્યો ગયો છે અને

પોતે કરેલ નુકશાનમાંથી તે સંપૂર્ણ મુક્ત હશે, ત્યારે ખરેખર, તે વધારે સુંદર બનશે. ”

તેના ચારિત્ર્ય વિષેનો આ નવો અભિપ્રાય મેં ગ્રહણ કર્યો નહિ. તેમ જ તે વખતે તેને મળવાની મારી ઇચ્છા નહોતી પરંતુ મી. ગાંધીની માગણીનો હું અસ્વીકાર કરી શકી નહિ અને તેથી થોડી મિનિટની ચુપકીદી પછી મેં કહ્યું “ બહુ સારું. ”

મી. ગાંધીએ જવાબ આપ્યો “ તે તમને વાડીમાં મળશે. ” હું ત્યાં ગઈ.

તેણે મને આનંદભેર આવકાર આપ્યો. તેણે મુંઝવણનું એક પણ ચિન્હ બતાવ્યું નહિ અને મને લાગ્યું ત્યાં સુધી તો ખરા પશ્ચાતાપની લાગણી બતાવી નહિ. આ વખતે તેણે શોકદર્શક કપડાં પહેર્યાં હતાં અને વાળ કપાવ્યા હતા પરંતુ તે પોતાને દોષિત માનતી હોય તેમ મને લાગ્યું નહિ. તે પોતે પોતાના અપરાધથી જેટલી જ્ઞાત હતી તેના કરતાં અનેકગણા વધારે પ્રમાણમાં મી. ગાંધી જ્ઞાત હતા. વાડીમાં જતાં રસ્તામાં, હું તેને મળું ત્યારે મારે શું કહેવું, તેનું મને આશ્ચર્ય થતું હતું પણ તેમ થવાની કશી જરૂર નહોતી. તેણે જ વાત ઉપાડી અને પછી તરત જ ‘ ચા ’ ઉપર ભાષણ આપવાનું શરુ કર્યું. મને ચાનો શોખ હતો અને ચાના ગેરફાયદા વિષે મી. ગાંધી મને વારંવાર ખીજવતા તે જાણતી હતી. પોતાની ‘ કબુલાત ’ પછી તેણે પણ તેનો ત્યાગ કર્યો હતો. હું તેના હુમલાથી એટલા ગભરાટમાં પડી ગઈ કે મેં સામો જવાબ વાળ્યો નહિ અને તેની પાસે

બહુ બેઠી નહિ. જ્યારે હું મી. ગાંધી પાસે ગઈ ત્યારે મેં તેને સ્પષ્ટ રીતે કહ્યું કે " તેના કહેવાતા પશ્ચાતાપની મારાપર કંઈ અસર થઈ નથી."

મેં કહ્યું " લીલાને ખરું દુઃખ થતું હોય તેમ હું માનતી નથી. તેણે તમારી પાસે શી રીતે કબુલ કર્યું તેની જ મને નવાઇ લાગે છે."

મી. ગાંધીએ ધીમેથી જવાબ આપ્યો. " તે ઐચ્છિક કબુલાત નહોતી. આપણા કેટલાક મિત્રોએ મારી પાસે આવી પોતે જે જોયું હતું તેની વાત કરી. મારે જાણવું જોઇએ તેમ તેઓને લાગ્યું. પહેલાં તો મેં માન્યું નહિ પણ જ્યારે મેં તેના પર આરોપ મુકયો ત્યારે ખૂબ રડી પડીને તેણે બધું કબુલ કર્યું."

" તેના પ્રત્યે સહાનુભૂતિ હોવાનો હું ઢોંગ કરી શકતી નથી. નૈતિક કાયદાના માત્ર ઉલ્લંઘનથી હું ખીજાતી નથી. હું તો બધી વસ્તુઓથી ખીજાઉં છું. જે રીતે તે કાર્ય થયું અને બીજી બધી વસ્તુઓ—

મી. ગાંધીએ ધીમેથી કહ્યું. " આપણે બહુ કડક થવું ન જોઈએ. આપણે બીજાઓની નબળાઈઓ અથવા પ્રલોભનો જાણતા નથી. તેનો ઈન્સાફ આપણે આપી ન શકીએ. આપણે કૃત્યને ધિક્કારીએ પણ કર્તાને નહિ."

" હું લીલા વિષે નિર્ણયનો ઈન્સાફ આપવા માગતી નથી પણ તે કરુણારસિક વાતની નાયિકા નથી."

" છતાં આપણે મેરી માગ્ડેલીનની વાત યાદ કરીએ."

મી. ગાંધી અને પિતા વચ્ચે શું બન્યું તે હું કાદ જાણી શકી નહિ પરંતુ મને એટલી તો ખબર પડી કે લીલાને તેના પિતાને ત્યાં અને છેવટે તેના પતિને ત્યાં મોકલી દેવામાં આવી, જેથી તેના પ્રત્યેની મી. ગાંધીની જોખમદારી બંધ પડી. જે છોકરાએ તેના અપરાધમાં અજ્ઞાનથી ભાગ લીધો હતો તેની પાસેથી મી. ગાંધી તેની પ્રતિજ્ઞામાંથી મુક્ત કરે ત્યાંસુધી થોડા વર્ષો ન પરણવાનું અને બ્રહ્મચારીનું જીવન ગાળવાનું મી. ગાંધીએ વચન લીધું.

દક્ષિણઆફ્રિકાની શાંતિનો ભંગ કરનાર નવા કાઢવામાં આવનાર જુલમી એશિયાટિક કાયદાથી માત્ર હિંદી કોમને નુકશાન થવાનું નહોતું. નાના ચિની વેપારીઓ તથા શાકભાજી વેચનારાઓને પણ તે કાયદાની અસર થતી હતી અને તેથી તેઓએ પણ મી. ગાંધીની શિખામણ તથા દોરવણી મુજબ સત્યાગ્રહની નીતિ ધારણ કરી. તેઓના નેતા બહુ હુશિયાર હતા અને તે હિંદી આગેવાનો સાથે વારંવાર મસલત ચલાવતા. તેથી જ્યારે મી. ગાંધીએ સરકાર સાથે મોઢાનો કરાર કર્યો—જે કરારની એક મુખ્ય શરત પાછળથી જનરલસ્મટસે નાકબુલ કરી–ત્યારે ચિની નેતાએ તે શરતોનો સ્વીકાર કર્યો અને જેવી રીતે મી. ગાંધી પ્રત્યે કેટલાક ઝનુની અનુયાયીઓ તરફથી ખરાબ વર્તન ચલાવવામાં આવ્યું તેવી જ રીતે ચિની નેતાનું પણ થયું. આ અનુયાયીઓને બે પક્ષ વચ્ચે

થયેલું સમાધાન ગમ્યું નહિ અથવા તો તેઓ તેનો સ્વીકાર કરતા નહોતા. ચિની નેતાની જીંદગી ભયમાં હતી અને તે વ્યર્થ ધમકી ન હોવાનું તે જાણુતા હતા. દિવસો સુધી જેને તેને એક યા બીજા વિશ્વાસુ અનુયાયીના ઘરનો આશ્રય શોધી સંતાતા રહેવું પડયું હતું. જ્યાં બની શકે ત્યાં તેઓ સુપ્ત રહેતા. મી. ગાંધી પોતાના લોકો વચ્ચે વ્યાપેલા અસંતોષને શમાવી શકયા હતા પણ અમારા ચિનીમિત્ર મી. લેઓંગક્વિન એટલા ફતેહમંદ થઈ શકયા નહોતા.

તેની સહીસલામતી માટે અમને બધાને ખૂબ ચિંતા થતી હતી અને તેના વિષે અમારા વચ્ચે ખૂબ ચર્ચા ચાલતી હતી. એક દિવસ મને કહેવામાં આવ્યું કે અમારા ઘરમાં આશ્રય લેવાનું મી. ક્વિનને કહેવરાવવામાં આવ્યું હતું. તે વિચારથી હું રાજી થઇ તેવો ઢોંગ હું કરતી નથી. ખૂન કરવાને તત્પર થયેલા લોકોનું ટોળુ મારા ઘરમાં આવીને તે દુષ્કૃત્ય કરતું હોય અને મારા બાળકસહિત હું અસહાય સ્થિતિમાં ઉભી હોઉં તેવો મને ભાસ થયો. મારે કબુલ કરવું જોઇએ કે મી. ક્વિને અમારા ઘરનો કદિ આશ્રય લીધો નહિ અને ચિની લોકોની અશાંતિ શમી ગઈ. પણ તે વિષેની વાતચિત ઉપયોગી છે.

એક દિવસ મેં મી. ગાંધીને કહ્યું. "પણ ધારો કે મી. ક્વિન આહીં આવીને આપણા ઘરમાં સંતાયા છે અને તેને શોધના તેના કેટલાક દુશ્મનો આપણા બારણા પાસે આવે અને તેના વિષે પુછે, તો શું મારે એમ કહેવું કે

"મી. ક્વિન કપાટમાં સંતાયા છે" કે કંઈક યુક્તિથી તેમને ઉડાઉ જવાબ આપવો ?"

મી. ગાંધીએ પૂછયું "તમારે શું કરવું જોઇએ તે વિષે તમે શું ધારો છો ?"

"મારે યત્ન કરીને તેમને જતા કરવા જોઇએ એમ મને લાગે છે."

"અને જો તમને તે ખુલ્લેખુલ્લું પુછે કે "મિ. ક્વિન ઘરમાં છે ?" તો શું ?"

"મને લાગે છે કે તેની ના પાડવાનું હું વાજબી ગણું."

"પણ તો તો તમે ખોટું બોલ્યા ?"

"હું જાણું છું કે તે અસત્ય છે. પણ જે માણસને આપણે આશ્રય આપ્યો હોય તેને મારી નાખવાની રજા આપવાના પાપ પાસે આ પાપ હલકું ગણાશે."

મી. ગાંધીએ વાંધો લીધો, "તમે જેઝયુટ ×જેવી દલીલ કરો છો. તમે એમ કહો છો કે પરિણામથી કાર્યની તુલના કરવી."

"તમે મને જેઝયુટ કહો તેની મને દરકાર નથી. હું ધારું છું કે કેટલીકવાર ખરું ખોટું પારખવાનું બહુ મુશ્કેલ પડે છે. કેટલીકવાર બે અનિષ્ટ વચ્ચે પસંદગી કરવાની હોય છે ત્યારે કુદરતી રીતે ઓછા અનિષ્ટની જ પસંગી થાય."

---

× ઇ. સ. ૧૫૩૪ માં ઇગ્નેશિયસ લોયોલાએ સ્થાપેલ પંથ. તેના સભ્યોને ગરીબાઇ, પવિત્રતા અને આજ્ઞાંકિતપણાની પ્રતિજ્ઞા લેવી પડતી.

મી. ગાંધીએ છેવટે કહ્યું, "સાચું નીવડે તે હેતુથી તમારે કદિ ખોટું પસંદ કરવું નહિ.

આ વખત દરમિયાન બીજે પ્રસંગે ખરાખોટાનો પ્રશ્ન ચર્ચાયો. નગ્ન સત્યના સંકુચિત રસ્તાને વળગી રહેવાની મી. ગાંધીએ ફરીથી જાહેરાત કરી હતી.

મેં કહ્યું, "પણ ઈશ્વરના અનેક ગુણો પૈકી સત્ય એક ગુણ નથી? બીજા પણ ઘણા છે."

મી. ગાંધીએ જવાબ આપ્યો, "જો તમે એક કાયદો તોડો તો બધા તોડો છો."

"પણ જેને હું ઈશ્વરી કાયદો માનું તે તોડવામાં પણ ઉચ્ચ આત્મત્યાગની જરુર છે; જો હું તેમ કરવાથી કોઇને બચાવવામાં સહાયભૂત થતી હોઉં તો તેને માટે ખમવી પડતી શિક્ષા હું સહન કરી લઉં."

"તમે પોતે ખોટું કામ કરીને બીજાને બચાવી શકો તેમ તમે ધારો છો?"

"તે હું સંપૂર્ણ રીતે તો જાણતી નથી. કદાચ આપણામાંથી કોઈ તે જાણતું નથી. પણ હું ધારું છું કે તમે જેને પાપ કહો છો તે વિષે જુદા જુદા સ્ત્રી પુરુષો જુદી જુદી દલીલ કરે છે. જો પોતાના પતિના પાપ માટે નર્કમાં જવું પડે તો પણ સ્ત્રી તે પાપનો બોજો પોતાના માથા પર લેવા આનાકાની કરશે નહીં. જો ઈશ્વર તેને પુછશે તો તે કહેશે કે, 'પ્રભુ મેં જ તે કર્યું છે, હું એકલી જ દોષિત છું.' અને પોતાના પર બોજો લેવામાં તેને આનંદ પડશે. તમે તો એમ ધારતા જણાઓ છો કે તે કહે કે, "હું જેને ચાહતી હતી તેણે તે કર્યું છે." સત્યની ખાતર મારે તેમ કહેવું જોઇએ."

મી. ગાંધીએ હસતાં હસતાં કહ્યું, "નહિ, નહિ, તે અતિશયોક્તિ ભર્યું છે! તમે જાણો છો કે મારા કહેવાનો અર્થ તે નથી. પણ આપણી તુલા સરખી રાખવી જોઇએ નહિતર આપણે હમેશાં કાદવમાં તરફડિયાં માર્યા કરશું."

તે વારંવાર કહેતા કે "આપણે આપણી તુલા સરખી રાખવી જોઈએ."

× × ×

પાછળના એક પ્રસંગની ચર્ચાને અંગે એક બનાવથી મને મોટો પાઠ મળ્યો. મી. ગાંધીને ખબર પડી કે અમારી એક સ્નેહીએ જુઠું બોલીને તેને છેતર્યા હતા. તે મને તે વિષે વાતચિત કરતા હતા અને ખૂબ દુઃખ તથા નિરાશા વ્યક્ત કરતા હતા. મને મી. ગાંધી માટે દિલગીરી થઇ પણ અપરાધી માટે વધારે દિલગીરી થઇ. મી. ગાંધીના સારા અભિપ્રાયની તેને કેટલી કીંમત હતી તે હું જાણતી હતી. કેટલાંક કાર્યો જે મી. ગાંધીને ગમતાં નહોતાં તે તેનાથી કુદરતી રીતે કરાતાં અને તેથી બની શકે તો તેનાથી ગુપ્ત રાખવાનો યત્ન કરવાનો તેનો સ્વભાવ હું સારી રીતે જાણતી હતી. મી. ગાંધીના તિરસ્કારથી તે તેનાથી વિખુટી પડી જાય અને તેના હૃદયમાં હમેશનો ઉંડો ઘા પડે.

મેં કહ્યું, "તે ખોટી હોવાનું હું જાણું છું પરંતુ હું ધારું છું કે તમે, લોકો પાસેથી વધારે પડતી આશા રાખો છો. તેઓ આપી શકે તેનાથી વધારે તમે તેમની પાસેથી માગો છો. પછી આત્મરક્ષણ માટે તેઓ તમને છેતરવાનો યત્ન કરે છે. જો તેણે ઓછી દરકાર કરી હોત તો તેણે આ રીતે કર્યું ન હોત."

તેણે જવાબ આપ્યો, "તે મારી સમક્ષ સદા જુઠું બોલ્યા કરી છે. અને જ્યારે મને ખબર પડયાની તેને જાણ થઈ ત્યારે તેણે બચાવનો યત્ન કર્યો."

"હા, તેણે તે બધું કર્યાનું હું જાણું છું પરંતુ પોતે જે કરતી હતી તે ખોટું હોવાનું તેને ખરેખર ભાન હોય તેમ હું ધારતી નથી. તમારી મૈત્રીની તેને ઘણી કીંમત છે અને તમે તેને દુષ્ટ ધારો તેમ તેણે ઇચ્છયું ન હોય."

તેણે જરા દિલગીરીથી કહ્યું, "તેથી મને સત્ય કહેવાને બદલે જુઠું બોલવાનું પસંદ કર્યું. તમે તેને માટે એવાં બહાના બતાવી શકશો નહિ."

"પણ હું બતાવું છું તેનું બહાનું એ છે કે તે જે કરતી હતી તે તેને ખોટું દેખાયું નહિ. પાછળથી તેને ખબર પડી કે તમને તે બાબતમાં તે છેતરવાનો યત્ન કરતી હતી પણ હું ધારું છું કે તે પણ તેને લગભગ સાચું જણાયું. તમે અનેકવાર કહ્યું છે કે સાચા અથવા ખોટાનો આધાર તેના પાછળ રહેલી વિચાર શ્રેણીનો છે. તેથી ખોટું કરીએ છીએ એમ આપણને જાણ ન હોય તો ચોક્કસ આપણે ખોટા નથી. પોતે જે કરતી હતી તે ખોટું હોવાનું તે જાણતી નહોતી તેની મને ખાત્રી છે. તે ડહાપણ ભર્યું નહોતું તેમ કદાચ તેને લાગ્યું હોય. તે—"

મી. ગાંધી વચમાં બોલી ઉઠયા. "હા! તે જ વધારે ખરાબ છે. તમે તમારા મોઢે જ તેને ગુન્હેગાર ઠરાવી છે. એક ખોટું કાર્ય કરવું અને તે ખોટું છે તેમ જાણવું એ તો ખરું ખોટું સમજનારની કક્ષામાં કર્તાને મુકે છે. ખોટું છે તેમ જાણ્યા છતાં ઇરાદાપૂર્વક જે ખોટું કરે તેને માટે તો

આશા છે. પણ પોતે જે ખોટું કાર્ય કરે છે તે ખોટું હોવાનું પણ જેને જ્ઞાન નથી તેને માટે તો કંઇ આશા નથી. કોઇ માણુસ ખોટું કાર્ય કરવા માટે દિલગીર થાય અને ફરીથી એવી ભૂલ ન કરવાનો નિશ્ચય કરે. પણ જેનામાં ખરું ખોટું પારખવાની ભાવના જાગૃત થઈ ન હોય, જો તે ખરું ખોટું જાણી શકતો ન હોય તો તેને પોતાની અંદર રહેલા ઇશ્વરનું ભાન નથી. જંગલી પશુઓ જેઓ પોતાના સ્વભાવ પ્રમાણે જીવે છે અને જેને નૈતિક આંકણી સાથે લેવા દેવા નથી તેના કરતાં આવા લોકો જરા પણ ઉચ્ચ નથી."

તેના જવાબમાં મારે કંઈ કહેવાનું ન હોવાથી હું ચૂપ રહી. મી. ગાંધીના શબ્દોના સત્યથી મારા પર ઉંડી અસર થઇ. "હું જાણતી નથી." તેવું બહાનું હું ભવિષ્યમાં કદિ બતાવી ન શકું તેમ મને લાગ્યું. મી. ગાંધીએ મહાન સત્યની વ્યાખ્યા કરી હતી તેમ મને જીંદગીમાં પહેલીવાર લાગ્યું. સાચા અને ખોટાના આપણા જ્ઞાન મુજબ ઉત્ક્રાંતિની સીડીના ઉંચા નીચા પગથિયા પર આપણે મુકાયા છીએ. જંગલના કાયદા પ્રમાણે વર્તવાને મી. ગાંધી પશુનો દોષ કાઢશે નહિ. કેમકે તે તેના સ્વભાવ પ્રમાણે રહેતું હતું. સુષુપ્ત જ્ઞાનથી વર્તવા માટે મનુષ્ય જાતિના બાળકને પણ તે ઠપકો આપે નહિ પણ જેઓ મનુષ્ય જાતિના ઉચ્ચવર્ગમાં હોવાનો દાવો કરતા હતા તેની પાસેથી તે દાવાને અનુકૂળ જીવનની મી. ગાંધી આશા રાખતા હતા. આ જીવનની મુખ્ય જરૂરીઆત 'સત્ય અને પ્રતિષ્ઠા' હતા.

× × ×

હું કહી ગઈ તેમ જેના પર પોતે વિશ્વાસ ધરાવતા હોય તે મી. ગાંધીને ઇરાદાપૂર્વક છેતરવાની ખબર પડતાં તેને ઘણું દુઃખ થતું. પોતે જેને મિત્ર કહેતા તે તેને ઇરાદાપૂર્વક છેતરે તે તે મહામુશ્કેલીથી માનતા હતા. તેના મનનાં આ વલણથી મારા માટે ઘણી વખત મુશ્કેલ પરિસ્થિતિ ઉત્પન્ન થતી હતી. જ્યારે મી. ગાંધી અને મારા પતિ કોઇ પણ માટે ખૂબ વખાણ કરતા હોય ત્યારે હું ચૂપ રહેતી એટલે હું વહેમ અથવા અદેખાઇથી વર્તતી હોઉં તેમ કેટલીક વાર દેખાતું. મારી ચુપકીદી અથવા નાપસંદગી તેમને જરા મુંઝવણમાં નાખી દેતી.

મી. ગાંધીના યુવાન અનુયાયીઓની સંખ્યા મોટી હતી. તેમાંના ઘણાને હું સારી રીતે જાણતી હતી. તેઓ મને મળવા આવતા અથવા હું સભાઓમાં અગર બીજે તેમને મળતી અને અમે આખા દિવસની હકીકતની વાત કરતાં હતાં. તેમને મારો અગર મારી ટીકાનો ભય ન હોવાથી પોતાની અને બીજાઓની ખુલ્લે દિલે વાતચિત કરતા હતા. જે લડત બીજાઓને ગંભીર તથા દારુણ લાગતી તે તેમને આનંદ આપનારું સાહસ હતું. બીજે પણ યુવકોને તેમ જ લાગે. મને ઘણીવાર હસતાં હસતાં ગુપ્ત વાતો કહેવામાં આવતી અને આ યુવકોનો મારા પર વિશ્વાસ હોવાથી હું તે બહાર પાડતી નહિ.

લડતના છેલ્લા ભાગ દરમિયાન, જાતિના ધોરણે ચલાવાતું ટૉલ્સ્ટોય ફાર્મ અસ્તિત્વમાં આવ્યું. તે જોહન્સબર્ગથી દક્ષિણમાં લગભગ વીશ માઇલ હતું. મી. ગાંધીના ચુસ્ત

અનુયાયી એક ખેડુત મી. હર્મન કેલનબેકના કબજાની જમીન હતી. તેણે તે અંતઃકરણને ખાતર કારાગ્રહમાં ગયેલાના કુટુંબીઓની સગવડ માટે, મી. ગાંધીને આપી. બીજા સ્થળોની માફક આંહી પણ મી. ગાંધીએ પોતાના પ્રિય સિદ્ધાંતોને અમલમાં મુકવાની ઇચ્છા કરી. પુરુષો માટે રહેવાની જગ્યા સ્ત્રીઓની રહેવાની જગ્યાથી તદ્દન જુદી હતી. પરણેલા પુરુષોએ પણ તેમની પત્નીથી જુદા રહેવાનું હતું અને ટૉલ્સ્ટૉય ફાર્મ પર રહે ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળવાનું હતું.

ખોરાક તદ્દન સાદો હતો. કહેવાતા મોજશોખના સઘળાં સાધનો જેવાં કે ચા, કૉફી, ખાંડ, મુરબ્બો, મસાલા, મીઠું (જે વિષે આ સમયે મી. ગાંધીને સખત વિરોધ હતો) —તે બધાં ખોરાકમાંથી બહિષ્કૃત થયેલાં હતાં. ઘણા ખરા રહેવાશીઓ બનતાં સુધી આ નિયમો પાળતાં, પરંતુ તેમાંના કેટલાકને આવું કડક જીવન પસંદ પડયું નહિ. તેમાંના થોડાએ —જેમાં મારા કેટલાક યુવાન મિત્રો હતા—તેઓ શું યુક્તિ કરતા તે મને કહ્યું. નિશાળીઆઓની માફક તેઓની પાસે ગુપ્ત ખાનાવાળી પેટીઓ હતીઃ જ્યારે રાત્રે બીજાઓ સુઇ જતા ત્યારે તેઓ પેટીઓ બહાર કાઢીને ભાત ભાતનાં ભોજન–જેમાં મનાઈ કરેલી વસ્તુઓનો પણ સમાવેશ થતો હતો–બનાવીને આનંદ કરતા. મને ભય લાગે છે કે હું આ યુવાન લોકોની પ્રત્યે સહાનુભૂતિ બતાવતી. સાધુ પુરુષોના ખોરાક કરતાં વધારે સારા ખોરાકની તેઓની ઇચ્છા થાય તે સ્વાભાવિક હતું. તેમાંના કેટલાક માત્ર અઢારથી એકવીશ વર્ષના છોકરાઓ હતા. એક દિવસ જ્યારે મી. ગાંધી આ

યુવાનોની સાદાઇ, ખાસ કરીને તમતમતા મરીમસાલાવાળી વસ્તુઓ કરતાં સાદી, મીઠાં વગરની વસ્તુઓ માટેની તેમની પસંદગીના વખાણ કરતા હતા ત્યારે મેં જવાબ આપ્યો નહિ.

તેણે કહ્યું, "તમે મુંગા બેઠા છો. આ યુવકો જે ભોગ આપે છે તેની તમે પ્રશંસા કરતા નથી?"

મેં જવાબ આપ્યો, "હું તે વખાણું છું પણ હું તેને આત્મભોગ નહિ કહું. હું ધારું છું કે બધામાં તેમને આનંદ આપે છે. તેઓ ચોક્કસ સુખી જણાય છે."

"તેમાં જ તેની ખૂબી છે (આ વાકય મી. ગાંધી વારંવાર બોલતા) તેઓ સુખી છે. તેઓ એવા સારા, સાદા અને વિશ્વાસુ છે."

મેં ખાત્રી વગર અસ્પષ્ટ રીતે ધીમેથી કહ્યું "હા."

મી. ગાંધીએ પૂછ્યું "શું છે? મને લાગે છે કે તમારા મનમાં કંઇક છે."

મેં જવાબ આપ્યો, "ના, ના, ખાસ વાત કરવા જેવું તો કશું નથી."

ચા, કોફી, ખાંડ, મીઠુ અને બીજી મનાઇ કરેલી સ્વાદિષ્ટ વસ્તુઓ ફાર્મમાં ચોરી છુપીથી લાવવામાં આવતી અને તેનો ખૂબ ઉપભોગ થતો તેની મી. ગાંધીને કદિ ખબર પડી નહિ.

× × ×

ટૉલ્સ્ટૉય ફાર્મમાં સર્પનો બીજો બનાવ બન્યો. આ વખતે મારા પતિ, મી. કેલનબેક અને એક બીજો માણસ (યુવાન હિંદુ) વાર્તાના મુખ્ય પાત્રો હતા. એક વગર વપ-

રાયેલા તબેલામાં, સ્થાનને અનુકૂળ સાદાઇથી, તે વખતે મિસિસ ગાંધી રહેતા હતા. અહીં એક દિવસે મારા પતિ અને મી. કેલનબેક તેને મળવા ગયા. જ્યારે મી. કેલનબેક મિસિસ ગાંધી સાથે વાત કરતા હતા ત્યારે મારા પતિ તે તબેલાની બીજી બાજુ આંટા મારતા હતા, ત્યાં પડેલા જસતના ટબમાં સહેજ નજર નાખતાં તેણે અંદર એક ઝેરી સાપને ગુંચળું વળીને આરામ લેતો જોયો. મારા પતિ ધીમે પગલે મી. કેલનબેક પાસે ગયા, તેને ટુંકામાં વસ્તુસ્થિતિ સમજાવી અને તેની સલાહ માગી. મિસિસ ગાંધીનું ધ્યાન રોકી રાખવા મી. કેલનબેકે તેની સાથે વાત કરવા માંડી. તેણે ધીમેથી મારા પતિને એક નાનો કુહાડો લાવીને સર્પને મારી નાખવાનું કહ્યું. મારા પતિને કોઈની જીંદગી લેતાં ત્રાસ થતો હોવાથી મુંઝવણમાં આવી પડયા. સુતેલા સર્પના માથા પર મારવાના ઈરાદાથી તેણે કુહાડો ઉગામ્યો. પરંતુ ઘા થઈ શકયો નહિ, તેનો હાથ હવામાં અદ્ધર રહી ગયો. તે કામ કરવાની તેણે ના પાડી. આ ખખડાટથી સાપ જાગૃત થયો અને લાંબો થવા લાગ્યો. આ વખતે યુવાન હિંદુ આવી પહોંચ્યો. તેણે પરિસ્થિતિને જોઈ ને મારા પતિને સાપ સહિત ટબ તબેલા બહાર લઈ જવામાં મદદ કરી. બહાર જઇ તેણે કુહાડો આંચકીને સાપને મારી નાખ્યો. પોતાના દેશવાસીની સમયસૂચકતાથી મિસિસ ગાંધીની મુશ્કેલી ટળી ગઈ. જ્યારે મી. ગાંધીએ આ બનાવ વિષે સાંભળ્યું ત્યારે તેણે શું કહ્યું તે અત્યારે મને યાદ આવતું નથી.

ઈંગ્લંડમાં સ્ત્રી મતાધિકાર સંબંધી મી. ગાંધીએ ઘણો વિચાર કર્યો હતો તે હું આગળ કહી ગઇ છું.

મી. ગાંધીના જેલ નિવાસ દરમિયાન એક દિવસે જોહ-ન્સબર્ગમાં મારા પતિએ મને કહ્યું "તમે આહીં હિંદી સ્ત્રી-ઓમાં એવી ચળવળ કેમ કરતા નથી?"

મેં જવાબ આપ્યો, "આહીંની સ્ત્રીઓની હિલચાલમાં જોડાવાની તેમને રજા નહિ મળે. તમે તે જાણો છો."

"મારો કહેવાનો હેતુ એવો નથી કે આહીં મતા-ધિકારની ચળવળમાં તમારે તેઓને જોડવી, પણ સામાન્ય જનહિતના કાર્યો માટે હિંદી સ્ત્રીઓમાં જ એક સંસ્થા શા માટે ન કાઢવી?"

મેં પૂછ્યું "ઉપયોગી થાય તેવું હું શું કરી શકું? ઘણીખરી સ્ત્રીઓને અંગ્રેજી બોલતાં આવડતું નથી. કેટલીક

તો કદિ ઘર બહાર નીકળતી નથી. તેથી જો હું સભા બોલાવું તો તેઓ આવે તેમ હું ધારતી નથી."

મારા પતિએ કહ્યું "પણ શા માટે યત્ન ન કરવો? કેટલીકને બોલાવીને શું થઇ શકે તેમ છે તે જુઓ. જે અંગ્રેજી જાણે છે તે તમારા કહેવાનું ભાષાંતર કરી બીજાને સમજાવશે."

મેં કહ્યું, "હું તે પર વિચાર કરીશ. પણ હું જો તે યત્ન કરું તો સ્ત્રીઓને ભેગી કરવામાં તમારે મને મદદ કરવી જોઇશે. કોની પત્ની આહીં છે તે હું જાણુતી નથી અને તેઓ કયાં રહે છે તેની મને ખબર નથી."

તેણે જવાબ આપ્યો "તમારા વતી હું તેની વ્યવસ્થા કરીશ. તમે શું કરવા માગો છો તે પર વિચાર ચલાવો અને સ્ત્રીઓ સાથે ચર્ચા ચલાવવા તમારા મનમાં એક યોજના ઘડી કાઢો. મને ખાત્રી છે કે મી. ગાંધી તેથી ખુશી થશે."

આ વાતચિતના પરિણામે, એક હિંદી વેપારીએ આ પ્રસંગ માટે આપેલ હૉલમાં મારી પહેલી સભામાં લગભગ ચાળીશ સ્ત્રીઓએ હાજરી આપી. નાના દુકાનદારો તથા ફેરીઆઓની સ્ત્રીઓ સાથે બાળકો લઇને આવી હતી. જે રાજકીય યુદ્ધમાં તેમના ઘરનો પુરુષ વર્ગ રોકાયેલો હતો તે વિષે વિગતો જાણવાને તેઓ બહુ આતુર હતી. મેં ચાલુ બનાવોની ટુંક માહિતી આપી. દરેક જાતના પ્રશ્નો મને પુછવામાં આવ્યા. મી. ગાંધી અમુક બાબતનું શું કરવાના હતા? મેં મારાથી બનતા જવાબ આપ્યા અને પછી બીજી બાબત —ઇંગ્લંડમાં રાજકીય સ્વતંત્રતા માટે સ્ત્રીઓના પ્રયત્ન—વિષે

વાત કરી. આખરે અમારે દર પખવાડિયે ભેગા થવાનું નક્કી થયું. આ નાની શરૂઆતમાંથી ટ્રાન્સવાલ હિંદી સંસ્થા ઉત્પન્ન થઇ, જેણે છેલ્લા સત્યાગ્રહ યુદ્ધમાં ખૂબ મોટો ફાળો આપ્યો હતો.

જ્યારે મી. ગાંધીને જેલમાંથી આવીને સ્ત્રીઓની નવી હિલચાલની ખબર પડી ત્યારે તેને આનંદ થયો અને મારા યત્નના તેણે ખૂબ વખાણ કર્યાં.

તેણે કહ્યું "સ્ત્રીઓના આવવાથી પુરુષોના હાથ મજબુત બનશે. મને લાગે છે કે જગતના બનાવોમાં સ્ત્રીઓ વધારે ને વધારે ભાગ લેતી થશે. મારી લડતમાં તેઓ ખૂબ ઉપયોગી નીવડશે."

મેં પૂછયું, "જ્યારે પુરુષ અને સ્ત્રી બન્ને જાહેર જીવનમાં ઝંપલાવે ત્યારે ઘરમાં ભાગ પડી જાય તેમ તમે નથી ધારતા ?"

તેણે જવાબ આપ્યો, "તેમ પણ બને."

"તમે જાણો છો કે બન્નેના વિચારમાં સામ્ય ન હોય. પત્ની પોતાના પતિથી તદ્દન જુદા વિચાર ધરાવતી હોય તો ઘરની શાંતિમાં ભંગ ન પડે ?"

તેણે અસરકારક રીતે જવાબ આપ્યો "સ્ત્રીઓ તો હમણાં પણ તે શાંતિનો ભંગ કરી શકે છે. પતિ જે કરે તે તેમને પસંદ ન પડે ત્યારે તેઓ કજીયા કરે, ચીઢાય અને રુએ."

મેં ખીજવતાં કહ્યું, "હા. પણ હિંદી ઘરમાં તો ચોક્કસ નહિ. આવી અપ્રિય પરિસ્થિતિ હિંદી ઘરોમાં તો બનતી નથી.

તેણે હસીને કહ્યું, "સત્યાગ્રહના શસ્ત્રનો ઉપયોગ કરવાનું મને બીજા કોઈ કરતાં હિંદી સ્ત્રીઓ પાસેથી વધારે શીખવાનું મળ્યું છે. આ ( મિસિસ ગાંધી ) એ પણ મને શીખવ્યું કે જે વસ્તુ કરવાની તે મક્કમપણે ચોખ્ખી ના પાડે તે કરવાની હું તેને ફરજ પાડી શકું નહિ. તે મારી સામે સત્યાગ્રહ આદરે છે અને હું નિઃસહાય બનું છું !"

અમારા એક હિંદી ઓળખીતા, જેની ઉંમર ચાળીશ વર્ષની હતી, અને સારી રીતે કેળવણી પામેલા હતા અને મી. ગાંધીના અનુયાયી મનાતા, તે હિંદની મુલાકાત લઈને હમણાં જ દક્ષિણ આફ્રિકામાં પાછા ફર્યા હતા. તે તેર વર્ષની એક બાળપત્નીને સાથે લાવ્યા હતા. આ બાબત મી. ગાંધીને ખૂબ ગુસ્સો ચડયો હતો અને તેની વતણુક પ્રત્યે તેણે સખત નાપસંદગી દર્શાવી. દક્ષિણ આફ્રિકામાં આ કિસ્સો અસાધારણ હતો અને શું કરવું તેની મી. ગાંધીને સુઝ પડી નહિ. તે છોકરીના કોઈ સગા નજદીકમાં નહોતા કે જેથી તેઓને અરજ કરી શકાય અને છોકરીને તેના પતિથી એકાદ બે વર્ષ દૂર રાખી શકાય. મી. ગાંધીને લાગ્યું કે તેનાથી કાંઈ થઇ શકશે નહિ તેથી તે જરા નિરાશ થયા.

મેં કહ્યું "કોઈપણ દેશમાં આવા લગ્નની પરવાનગી અપાય તે કલંકરુપ છે. તે હજુ બાળક છે."

મી. ગાંધીએ દિલગીરી ભરેલા અવાજે કહ્યું. "ખરે-ખર તે કલંકરુપ છે."

મેં પૂછયું "પણ તેઓ પતિપત્ની તરીકે રહેશે ?"

મી. ગાંધીએ જવાબ આપ્યો, "મને ભય છે કે તેઓ રહેશે."

મેં કહ્યું, "તે માણસને ફટકા મારવા જોઇએ. આટલી નાની ઉમરના બાળક સાથે લગ્ન કરવા તે અત્યાચાર છે."

"તમને શું થાય છે તે હું જાણું છું. તમારું હૃદય તે બાળા માટે દુઃખી થાય છે. મારું હૃદય પણ દુઃખી થાય છે."

મેં ગુસ્સાથી કહ્યું "અને તેની હિંદી કાયદો પરવાનગી આપે છે!"

"લગ્ન સંબંધી ઘણાખરા દેશના કાયદાઓ નાની છોકરીને પરણવાની પુરુષને પરવાનગી આપે છે."

મેં સખ્ત જવાબ વાળ્યો, "હા, હું જાણું છું કે કાયદાઓ પરવાનગી આપે છે પણ રિવાજ તેની વિરુદ્ધ છે."

તેણે જવાબ આપ્યો, "જ્યારે હું સ્વદેશ પાછો ફરું ત્યારે મારે ઘણું કરવાનું છે."

મેં કહ્યું. "સામાજિક સુધારામાં ઘણું કરવાની ચોક્કસ જરુર છે. તમે જાણો છો કે આહીં સ્ત્રીમતાધિકાર સંબંધી હું કામ કરી શકી નથી. એક તો પુરુષની અવહેલનામાં હું તેમની સાથે સહમત થઈ શકી નહિ પણ હવે મને સમજાય છે કે પુરુષે કરેલા કાયદા નીચે, સર્વત્ર, સ્ત્રીઓનો લાભ લેવાય છે. તેથી મને ગુસ્સો ચડે છે."

મી. ગાંધીએ જવાબ આપ્યો, "તમે સાચી રીતે ગુસ્સે થાઓ છો. ખ્રિસ્ત પ્રભુએ પણ સાચો ગુસ્સો કરવા છૂટ આપી હતી. નિઃસહાય બાળાપર આવી પડનાર દુઃખથી

તમે ગુસ્સે થયા છો પણ તમને એમ નથી લાગતું કે દોષમાં સ્ત્રીઓનો પણ હિસ્સો છે?"

હું બૂમ પાડી ઉઠી, "નહિ, નહિ. ચાળીશ વર્ષની ઉમરના માણસને પોતાની બાર વર્ષની કુમળી દીકરી આપવાને માતા ખુશીથી હા પાડે તે હું માની શકતી નથી, તે સ્વાભાવિક નથી."

"પણ તે ખુશીથી તેમ કરે છે. આ કિસ્સામાં તો તેણે તેમ કર્યું છે. બનતાં સુધી આ લગ્નની ગોઠવણ કુટુંબની સ્ત્રીઓએ જ કરી હશે. તેમણે તે ગોઠવણ સ્વીકારી તો ચોક્કસ. આ વસ્તુ બદલવાને તેમણે જ યત્ન કરવો જોઇતો હતો."

મેં પૂછ્યું. "તેઓ શી રીતે કરી શકે? ધર્મગુરુઓએ અને કાયદાએ તેમનાપર ઠોકી બેસાડેલા ઘાતકી રીવાજો બદલવાને તેમને શું સ્વતંત્રતા છે?"

મી. ગાંધીએ કહ્યું. "છતાં તેઓએ બદલવા જોઇએ. સુધારાના કાર્યમાં તેઓનો હિસ્સો આપવા તેઓએ જાગૃત થવું જોઇએ. જીવનનું ધોરણ તેમણે નક્કી કરવાનું છે. તે તેમની ફરજ છે."

મેં ફરીથી પૂછ્યું "પણ તેઓ શું કરી શકે? હિંદમાં તેઓને શું સત્તા છે?"

"તમે ધારો છો તે કરતાં ઘણી વધારે! બીજું કંઇ નહિ તો આવી ભયંકર વસ્તુમાં ભાગ લેવાની તેમણે ના પાડવી જોઇએ. પુરુષની શરમમાં ભાગીદાર થવાની ના પાડવા માટે જીવનનું ધોરણ ઉચ્ચ બનાવવું જોઇએ. સ્ત્રીઓ જયારે તાબે થવાની ના પાડશે ત્યારે પુરુષોએ સાંભળ્યે જ છુટકો."

મેં દલીલ કરી "પણ તેમના પર બળનો ઉપયોગ નહિ થાય? જગતના ઇતિહાસમાં બન્યું છે તેમ તેઓ નબળી પડી જશે."

તેણે જવાબ આપ્યો "કદાચ."

મેં પૂછ્યું, "પછી શું?"

તેણે જવાબ આપ્યો "તેઓએ મરી જવું જોઇએ. મરણ પામવા તૈયાર થયેલ પાસે કયા પુરુષનું જોર ચાલશે?"

અમને ડરબનમાં આવ્યાને ભાગ્યે જ નવ મહિના થયા હશે તેટલામાં હિંદી કોમમાં વિકટ પરિસ્થિતિ ઉત્પન્ન થઈ. આ વખતની પરિસ્થિતિ વધારે ગંભીર પ્રકારની હતી તથા આગલી પરિસ્થિતિ કરતાં તેની અસર વધારે વિસ્તૃત હતી.

અમે તે વખતે ડરબનમાં ઉંચા રમ્ય સ્થાને એક નાનો સુંદર બંગલો લીધો હતો. મારી બે બેનો મારી પાસે આવી હતી અને હું કંઈ રચનાત્મક જીવન ગાળવાને ઠરીઠામ બેઠી હતી. મિસિસ ગાંધી અને તેનું કુટુંબ ફિનિક્સમાં આનંદથી રહેતાં હતાં, આગળની માફક મી. ગાંધી જોહન્સબર્ગ અને ફિનિક્સ વચ્ચે પોતાનો સમય ગાળતા હતા. ઑફિસના કામ પર ધ્યાન આપતા હતા અને દક્ષિણ આફ્રિકાના લોકોના જીવનની અગત્યની વિગત પર ધ્યાન આપતા હતા.

મહાન હિંદી મુત્સદ્દી, મી. જી. કે. ગોખલે દેશની

મુલાકાતે આવ્યા હતા અને તે રહ્યા તે દરમિયાન તેની સરભરા કરવામાં મી. ગાંધીએ ઘણો વખત ગાળ્યો. મી. ગોખલે મધુપ્રમેહથી પીડાતા હોવાથી પરહેજી પાળતા હતા. તેને માટે ખોરાક તૈયાર કરવામાં મેં ઘણીવાર મી. ગાંધીને મદદ કરી હતી. તે અમારા ઘરની નજીકના ઘરમાં રહેતા હોવાથી ઘર વ્યવસ્થિત રખાય છે કે કેમ તથા મી. ગોખલેને યોગ્ય ખોરાક મળે છે તે હમેશાં જોવા જવું મારા માટે સહેલું હતું. ખોરાકની એક વસ્તુ તો મી. ગાંધી પોતે લગભગ હમેશાં તૈયાર કરતા હતા, તે વસ્તુ બટેટાની પાતરી હતી. ધગધગતા દેવતા પર મુકી તે બટેટાને બાળી નાખવાના હતા. કેટલીકવાર બટેટા બળી જતાં પરંતુ કેટલીકવાર તે સુકાઇ જતાં પણ બળી જતા નહિ. અને મી. ગાંધી અને હું આ ચીજની બનાવટને ચિંતાથી નિહાળી રહેતા. પોતે ખભા પર જે ખેશ નાખતા તેની સ્વચ્છતા અને બરાબર ઘડી માટે મી. ગોખલે બહુ ચોક્કસ હતા. મી. ગાંધી પોતે તેની ઈસ્ત્રી કરી ઘડી વાળતા હતા. ખરેખર મી. ગોખલે પ્રત્યેનું તેનું વર્તન પૂજ્ય મોટાભાઈ પ્રત્યેના વર્તન જેવું હતું. અને મી. ગાંધી તેને પોતાના રાજકીય ગુરુ તથા નેતા માનતા હતા.

હું ઉપર કહી ગઇ તે પરિસ્થિતિ બહુ જલદી ઉત્પન્ન થઇ. તેથી થોડા વખતમાં સેંકડો હિંદીઓ કેદ પકડાયા અને લગભગ બધા મોટા માણસો કેદખાનામાં ગયા.

વ્યવસ્થિત સમાજમાં સ્વતંત્ર લોકો તરીકે રહેવાના હક્ક માટે લડત ચલાવવા હવે માત્ર સ્ત્રીઓ તથા યુવકો બહાર

રહ્યા. મિસિસ ગાંધીએ પણ લડતમાં ઝંપલાવ્યું અને તેને સ્ત્રીઓના એક નાના મંડળ સાથે પકડવામાં આવ્યા અને ત્રણ મહિનાની સજા થઈ.

દક્ષિણ આફ્રિકાની પરિસ્થિતિથી સરકારને વાકેફ કરવા તથા હિંદીઓને તેની જાણ કરવા, મી. ગોખલેએ મારા પતિને ફરીથી હિંદ જવા કહ્યું. ગયા પહેલાં મી. ગાંધીને મળવાની અને તેની છેલ્લી સલાહ લેવાની તેની ઇચ્છા હતી. હજારો સત્યાગ્રહીઓ સાથેની નાતાલથી ટ્રાન્સવાલની મી. ગાંધીની ઐતિહાસિક કૂચ વખતે તેને પકડી પાડવાના હેતુથી તેણે સો માઈલની મુસાફરી કરી. એવું બન્યું કે મારા પતિ પહોંચ્યા પછી તરત જ મી. ગાંધીને પકડવામાં આવ્યા અને વખત સમજી લઈને તે વખતના નેતાહીન સૈન્યની મારા પતિએ તરત જ સરદારી લીધી. બીજે દિવસે તેને પણ "મદદ તથા ઉશ્કેરણી કરવા" માટે પકડવામાં આવ્યા અને મને તરત જ ત્યાં બોલાવવામાં આવી. તેમને બન્નેને અપરાધી ઠરાવીને સજા કરવામાં આવી ત્યારે હું હાજર હતી, ત્યાર પછી તરત જ હું ડરબન પાછી ફરી.

પછી લોકોના આગ્રહને વશ થઇ મારા પતિના બદલે હું ચોવીશ કલાકના ખબરે, હિંદ જવા ઉપડી. પણ મી. ગોખલેનો ડેલાગોઆબે તાર મળવાથી પાછી ફરી. તેમાં એવા ખબર હતા કે દક્ષિણ આફ્રિકામાં તપાસ કરવા માટે હિંદમાંથી અધિકારીઓનું મંડળ રવાના થવાનું હતું અને તેના બીનઅધીકારી મદદગાર તરીકે તે મી. સી. એફ. એન્ડ્રુઝને મોકલતા હતા.

× × ×

હવે બનાવો ઝડપથી બનવા લાગ્યા. હિંદીઓની મુશ્કેલીઓની તપાસ કરવા માટે કમીશન આવવાની જાહેરાત થવાથી પાંચ અઠવાડિયાની કેદ પછી મી. ગાંધીને તથા મારા પતિને છોડી મુકવામાં આવ્યા હતા. તેમને મળવાને હું ટ્રાન્સવાલ જતી હતી. વસ્તુ સ્થિતિએ જે વલણ લીધું હતું તેથી બધા ખુશી તથા ઉત્સાહી દેખાતા હતા. મી. ગાંધીએ ખૂબ સંતોષ દર્શાવ્યો. મારી હિલચાલ વિષે કોઈની સલાહ લેવાનો વિચાર કર્યા સિવાય હું હિંદ જવા નીકળી તે વિષે તેણે મને મહેણું મારવામાં આનંદ લીધો. મારા પતિ તથા બાળકોનો ત્યાગ કરવા માટે તેણે મને ચીડવી, અને કહ્યું કે પતિની સત્તા દૂર થતાં જ સ્ત્રીઓ સ્વતંત્રતાથી મહાલે છે. ખરી રીતે તો, મારા પતિને બદલે મારે જવા માટે તેની રજા લેવી જોઇએ તેમ એક વર્તમાન પત્રકાર મિત્રને લાગતાં, તેણે તેના કારાવાસ દરમિયાન, અધીકારીઓ મારફત તે પરવાનગી મેળવી હતી.

આ પછી તરતજ, મિસિસ ગાંધી અને બીજી હિંદી સ્ત્રીઓ છુટતાં તેને મળવાને હું મી. ગાંધી સાથે ગઈ. પોતે જે કર્યું હતું તે માટે પોતાના પતિની સંમતિની રાહ જોતા મિસિસ ગાંધીની આંખમાં મેં શરમાળપણું જોયું.

દુઃખના અનેક વર્ષોનો જે કરારથી અંત આવ્યો તે પુરા થયા અને એક દિવસે, હું, મારા પતિ અને મી. ગાંધી અમારા દરેકના ભવિષ્યના કાર્યક્રમનો વિચાર કરવા બેઠા. કેટલોક વખત થયાં મી. ગાંધીની આંખો હિંદ ભણી ફરતી હતી અને હવે તેમ કરવાને તે સ્વતંત્ર હોવાથી, જે સિદ્ધાંત પર લડત ચાલી હતી તે મજબુત થતાં જ તેણે દક્ષિણ આફ્રિકામાંથી

જવાનો નિશ્ચય કર્યો. લડતના અંત પહેલાં થોડા સમય પૂર્વે મને વચન આપવામાં આવ્યું હતું કે લડતના ફત્તેહમંદ અંત પછી, મારે કાં તો દક્ષિણ આફ્રિકામાં રહેવું; જ્યાં મી. ગાંધી અમને દરેક જાતની સગવડ કરી આપે અથવા મારું નાનું કુટુંબ લઇને ઇંગ્લંડ જઇ રહેવું. મેં ઇંગ્લંડ જવાનું પસંદ કર્યું. દક્ષિણ આફ્રિકામાં મેં જે વર્ષો ગાળ્યા હતા તે મારા માટે અશાંતિ તથા દુઃખના વર્ષો હતા, તેથી ત્યાં રહેવાની ઇચ્છા થતી નહોતી. તેથી અમારા જવા માટે ગોઠવણ કરવામાં આવી. ઘર એક એજન્ટને સોંપવામાં આવ્યું અને સરસામાનના લીલામની જાહેરખબર આપવામાં આવી. અમારા માટે ઘર શોધીને ભાડે રાખવા ઈંગ્લંડમાં મિત્રોને ખબર આપવામાં આવી. મારી એક બહેનનું લગ્ન ઉતાવળથી કરવામાં આવ્યું કે જેથી અમારા ગયા પહેલાં તે પતી જાય.

પછી, એક દિવસે મી. ગાંધીનો ખાસ પત્ર આવ્યો. હિંદમાં જવાને અંગે તેની ગેરહાજરીમાં, લોકોને દોરવવા એક મિત્ર પર તેણે ભરોસો રાખ્યો હતો. તે મિત્રે અચાનક પૂર્વ આફ્રિકામાં જઇ વસવાનો નિશ્ચય કર્યો હતો. તેણે લખ્યું કે "હું પ્રેરણા મેળવવા માટે ચિંતન તથા પ્રાર્થના કરી રહ્યો છું અને એવા નિર્ણયપર આવ્યો છું કે હું અને તમારા પતિ બન્ને, આ સંજોગોમાં, એકી સાથે દક્ષિણ આફ્રિકા છોડી શકીએ નહિ, લોકોને મદદ કરવા તથા સરકાર પોતાના વચનો સંપૂર્ણ રીતે પાળે છે કે કેમ તે જોવા અમારા બેમાંથી એકે રહેવું જ જોઇએ. પણ કોને રહેવું તે નક્કી કરવાનું કામ મારું અગર તમારા પતિનું નથી. તે કાર્ય તમારું છે. તમારે ઈંગ્લંડ

માં રહેવું એવું અમે બન્નેએ તમને વચન આપ્યું છે અને જો તમે તેમાંથી અમને મુક્ત ન કરો તો અમારે તે વચન પાળવું રહ્યું." એટલે વસ્તુસ્થિતિ એવી હતી કે કાં તો જન્મભૂમિમાં જવાની લાંબા વખતથી ઇચ્છા રાખતા મી. ગાંધીને મારે દક્ષિણ આફ્રિકામાં રાખવા અથવા મારે અમુક વસ્તુનો થોડો વખત માટે ત્યાગ કરવો; કે જેને માટે હું વર્ષો થયાં ભવિષ્યના બદલા તરીકે રાહ જોતી હતી. મારા પર કોઇ પણ જાતનું દબાણ ન કરવાનું મી. ગાંધીએ મારા પતિને સમજાવ્યું હતું. મને ઠીક પડે તેમ મારે કરવાનું હતું, તેણે નિખાલસ દિલે લખ્યું હતું કે "આ દેશમાં જાહેર જીવનમાં મેં તમારા કરતાં ઘણાં વધારે વર્ષો ગાળેલા હોવાથી જવાની મારી ઇચ્છા છે પણ જો મિલિ આહીં રહેવાને ન ઇચ્છે તો મારે રહેવું જ જોઈએ."

તેથી, આગળની માફક પસંદ કરવાનો બોજો મારા પર મુકાયો હતો. પરંતુ મને પસંદગીની સ્વતંત્રતા હોવાનું લાગ્યું નહિ. મને થયું કે તેનો અર્થ એટલો જ કે મારી આશાઓને નિમૂર્ળ કરી મારે દક્ષિણ આફ્રિકામાં રહેવું. મેં મી. ગાંધીને લખ્યું કે અમે રહીશું અને પછી તરત જ મારા પતિ મી. ગાંધીની ઑફિસ સંભાળવા માટે ડરબન ઉપડી ગયા. ઘરનો સામાન વેચાઇ ગયો હતો. હું ડરબનમાં રહી ફરીથી નવું ઘર વસાવવા લાગી. મી. ગાંધી અને મારા પતિ મને સ્ટેશને મળ્યા. તેને મુક્ત કરવાની ગોઠવણ માટેના મારા કાર્યની તેણે પ્રશંસા કરી અને કહ્યું કે મને ખાત્રી છે કે 'તમારા ત્યાગનો બદલો મળી રહેશે.'

ઉપડવા માટે મી. ગાંધીએ ઉતાવળથી ગોઠવણ કરી અને તેના જવાનો દિવસ આવ્યો. અમારું મોટું બાળક તે વખતે ૭ વર્ષની ઉમરનું હતું. તેની સાથે છેલ્લી વખતની વાતચિત કરવા માટે, તે તેની સાથે સુએ તેમ મી. ગાંધીએ ઇચ્છા પ્રદર્શિત કરી.

મેં વાંધો લીધો "તમે વાલ્ડોથી કંટાળી જશો અને તમને વખત મળશે નહિ."

તેણે જવાબ આપ્યો "જો તે મારી સાથે સુશે તો હું ગમે તેમ કરી વખત મેળવીશ."

જે નાના ઘરમાં મિસિસ ગાંધી સાથે મી. ગાંધી રહેતા હતા ત્યાં વાલ્ડો ગયો. મી. ગાંધીની સાદડીની બાજુમાં તેના માટે જમીન પર સાદડી પાથરવામાં આવી. મી. ગાંધી સુવા આવ્યા પહેલાં તે ઘસઘસાટ ઉંઘતો હતો. પરંતુ બન્ને સવારના ચાર વાગ્યે જાગ્યા અને વાતો કરવા લાગ્યા. પાછળથી મને મી. ગાંધીએ વાત કરી કે તેઓ બન્નેએ લગભગ ઇશ્વર સંબંધી વાત કરી હતી અને વાલ્ડો ઇશ્વરની તદ્દન નજીક હોવાથી તેને કંઈ શીખવાનું નહોતું.

હું મારા પતિ તથા મંડળ સાથે કેપટાઉન ગઇ, ત્યાં ગાડીઓમાં અમારું સરઘસ કાઢવામાં આવ્યું. મોખરે એક બેન્ડ ચાલતું હતું. જે બધું બનતું હતું અથવા બની ગયું હતું તેથી ખુશી અથવા નારાજ ન દેખાતાં મી. ગાંધી સઘળો સમય શાંત બેસી રહ્યા.

મછવો ઉપડતાં મારા જીવનમાં ઉદાસીનતાની અસહ્ય લાગણી થતી જણાઈ, કલ્પના અને વિચારનું મારા જીવનનું એક પ્રકરણ બંધ થયું હતું. આ ૧૯૧૪ માં બન્યું. મી. ગાંધી જે આગબોટમાં મુસાફરી કરતા હતા તે ઇગ્લંડ પહોંચી તે જ દિવસે લડાઇ જાહેર કરવામાં આવી. આ મંડળને પહેલાં ઇગ્લંડ જવાનું હતું.

મહાન યુદ્ધના ત્રીજા વર્ષમાં હું મી. ગાંધીને ફરીથી હિંદમાં મળી. વચ્ચેનો વખત ખૂબ કામમાં તથા ચિંતામાં ગયો હતો. બીજા આદર્શવાદીઓ તથા સુધારકોની માફક મારા તથા મારા પતિના કેટલાક ભ્રમ ભાંગી પડ્યા હતા. પણ આ વખતનું સંકટ જગદ્વ્યાપિ હોવાથી, સરખામણીમાં અમારી ચિંતાઓ નજીવી હતી. બીજાના જીવન સાથે, તથા અમારા જીવનના આગલા વર્ષો સાથે સરખાવતાં, અમારું જીવન શાંતિમય હતું.

અમે અમારું કાર્ય કરેલું હોવાથી સ્વદેશ જઈ રહેવા માટે દક્ષિણ આફ્રિકા છોડવાની મી. ગાંધીએ સંમતિ આપી પરંતુ, ઈંગ્લંડ ગયા પહેલાં કેટલીક અગત્યની બાબતો માટે મારા પતિને હિંદ જવાની ફરજ પડી. તે મારા પહેલાં કેટલાક મહિને વહેલા હિંદ ગયા અને હું મુંબઈ પહોંચતાં

મને મળ્યા. ત્યાં થોડા દિવસ રહીને અમે મી. ગાંધીને મળવા અમદાવાદ ગયા. તે જે આશ્રમમાં રહેતા હતા ત્યાં અમે ઉતરવાના નહોતા પરંતુ નજીકમાં રહેતા હિંદી મિત્રોને ત્યાં ઉતરી હમેશાં તેને મળવાના હતા.

મને લાગ્યું કે આ ત્રણ વર્ષોમાં તેણે ખૂબ ચિંતન કર્યું હતું પણ મને ગમે તેમ જણાયું કે તે વધારે હિંદી અને ઓછા સાર્વજનિક બન્યા હતા. તેથી દક્ષિણ આફ્રિકાના 'ભાઇ' કરતાં તે જુદા હોવાનું મને અંગત જણાવું જોઇતું હતું, પણ તેમ નહોતું. મારા પ્રતિ તો તે તેવા જ હતા—માયાળુ, નમ્ર. મારા જીવનની નાની વસ્તુઓ તેમ જ મોટા પ્રશ્નો પ્રત્યેની તેની સહાનુભૂતિ તેવી જ હતી. પરંતુ મને જણાયું કે તેની કુદરતી ત્યાગવૃત્તિ વધારે જાહેર થઈ હતી. પોતાની આસપાસના માણસો પાસે તેની માગણી વધતી જતી હતી કે તેઓએ આત્માની વસ્તુઓ શોધવી જોઇએ. છતાં વિચિત્ર વિસંગતતા તો એ હતી કે તેના મગજમાં રાજકીય જીવનની તથા હિંદની ગરીબાઇનું દુઃખ મટાડવાની યોજનાઓ ઘડાયા કરતી હતી.

મેં આ વખતે તેને ગુજરાતી ખેડુતના પોશાકમાં જોયા. ગોઠણસુધી પહોંચતો કચ્છ, તથા જાડી ખાદીનો મોટો ટુકડો જે તે શરીરની ઉપરનો ભાગ ઢાંકવાને શાલ તરીકે વાપરતા હતા. જ્યારે તે બહાર નીકળતા ત્યારે તે ચંપલ પહેરતા, નહિતર તેના પગ ઉઘાડા રહેતા.

પોતે જે કપડાં પહેરતા તે પરથી મી. ગાંધીની કેટલી જુદી માનસિક સ્થિતિ જણાઈ આવતી! હું ધારું છું કે

દરેક વખતનો પહેરવેશ તેના મનની સ્થિતિ પ્રદર્શિત કરતો હતો. દરેક પહેરવેશમાં તેની સંસાર પ્રત્યેની ભાવના જણાતી હતી અને તેની પાછળ એવો મનુષ્ય જણાતો કે જે ગમે તે ક્ષણે ખુશીથી અને સહેલાઇથી તે ફેંકી દઇ ઈશ્વર સમક્ષ નગ્ન ઉભો રહે.

× × ×

તેના દાંત પડી જવાથી તેના દેખાવમાં મોટો ફેરફાર થયો હતો. તે હસતા ત્યારે તેના મોઢામાં દાંતની ખાલી જગ્યા જોતાં લગભગ દિલગીરી થતી. પાછળથી તેમણે દાંતનું ચોકઠું તૈયાર કરાવ્યું હતું પણ ફક્ત જરુરિયતને પ્રસંગે-જમતી વખતે ચાવવા માટે તેનો ઉપયોગ કરતા.

મિસિસ ગાંધી અંગ્રેજી થોડું ઘણું ભૂલી ગયા હતા, પરંતુ ત્યાંના જીવનથી સુખી જણાતા હતા. તેના મોટા પુત્રની વહુ તરતમાં ગુજરી ગયેલ હોવાથી તેનાં ત્રણ નાના બાળકોની તેણે સંભાળ લેવાની હતી, ઉપરાંત સામાન્ય રીતે તેના ભાગમાં આવતું કામ કરવું પડતું.

આશ્રમ જોઇ તે વિષે ચર્ચા કરી. અમે લડાઈની વાત કરી. લડાઈ સંબંધમાં પોતાના ચોક્કસ વલણ વિષે મી. ગાંધી મુંઝાયા હતા. લડાઇ અને રક્તપાતથી તેમને ધ્રુજારી છુટતી. માણસો અને પ્રજાઓ એકબીજાને મારી નાખ્યા સિવાય પોતાના મતભેદનું સમાધાન કેમ ન કરે તેનું કારણ તેને સમજાતું નહોતું. છતાં આ વખતે જર્મનો સામે સત્યાગ્રહ કરીને સામા થવાનો તેણે ખુલ્લી રીતે ઉપદેશ કર્યો નહિ-

તેણે ગીતાની તથા જે પ્રસંગે શ્રી કૃષ્ણે અર્જુનને દુશ્મનો સામે લડવાનું સમજાવ્યું તે પ્રસંગની વાત કરી. જો કે તે ગીતાનો અર્થ આધ્યાત્મિક દૃષ્ટિએ જ કરતા હતા અને શ્રી કૃષ્ણની સમજાવટને તે અર્થમાં લેવાની સ્પષ્ટ ના પાડતા હતા. પાછળથી, કામ માટે લશ્કરમાં જોડાવાનો તેણે લોકોને ઉપદેશ કર્યો.

અમે વાત કરતા હતા ત્યારે એક દિવસે મેં તેને પૂછ્યું "પણ તમે લડાઇની હિમાયત શી રીતે કરી શકો?"

તેણે જવાબ આપ્યો, "કાર્યથી અથવા તેના પરિણામથી. બીજાને એક કાર્ય ન કરવું તે સદ્‌ગુણ નથી."

મેં પૂછ્યું, "ત્યારે તમે શું સલાહ આપો છો?"

તેણે જવાબ આપ્યો "જ્યાં સુધી તમને તેમાંથી પાઠ ન મળે ત્યાં સુધી કામમાં ભાગ લેવાની. જ્યારે તમને ખરેખર પાઠ મળી જાય ત્યારે તેમાં ભાગ લેવાની તમારા માટે જરુર રહેશે નહિ. તમે તેનાથી ઉચ્ચ સ્થિતિએ પહોંચી જશો."

"તે તો લડાઈ વાજબી છે તેના જેવું લાગે છે, અને જો કે મને લાગે છે કે સાચું અને ખોટું સાપેક્ષ શબ્દો છે. કેટલાક પ્રસંગોએ કોઇ પણ બાબત માટે આપણે દલીલ કરી શકતા નથી પરંતુ ઈશ્વર પર આધાર રાખી તે વખતે જે ઠીક લાગે છે તે કરીએ છીએ. પણ તમારું કહેવું તેમ નથી. તમે તો જાહેર કર્યું કે, "પ્રેમથી તિરસ્કાર જીતી શકાય છે."

તેણે દિલગીરી ભર્યા અવાજે કહ્યું, "હા, હું તે જાણું છું પણ જાતિ ભાઇઓના પ્રેમને અંગે શારીરિક બળ વાપરવું પડે તે માટે મારા દેશવાસીઓ અટકતા નથી પણ તેઓ બીકણપણાથી અટકે છે. ભયયુક્ત શાંતિ રણક્ષેત્રના શૌર્ય કરતાં ઘણી ખરાબ છે. ભયથી ભાગવા કરતાં લડતાં તેઓ મરી જાય તેમ હું ઇચ્છું."

યુદ્ધના સિપાઇ તરીકે બહાર પડવાની માગણી ન કરવા માટે મારા પતિ સુદ્ધાં તેના કેટલાક મિત્રો તેને માંડ સમજાવી શકયા.

× × ×

મૃત્યુ પછીની સ્થિતિ વિષે તે શું ધારતા હતા તે વિષે તેની સાથે વાતચિત કરવાને મેં ઘણીવાર યત્ન કર્યા પરંતુ તે સ્થિતિ સંબંધી તેના મનમાં વિચાર આવતા નહોતા. તેનો ધાર્મિક અનુભવ રહસ્યવાદીનો હતો, નહિ કે તત્ત્વમીમાંસકનો. જો કે તે વારંવાર પુનર્જન્મની વાત કરતા પરંતુ માણસની મૃત્યુ પામ્યા પછી દશ મિનિટ પછી શું સ્થિતિ થાય છે તે વિષે વાત કરતા નહિ. એક પ્રસંગે અમારા એક મિત્રના આધ્યાત્મિક અનુભવ સંબંધી હું વાત કરતી હતી. તેનાથી તે કંટાળી ગયા અને મૃત્યુ પછીની સ્થિતિ જાણવી તે, તેને વખતનો વ્યય લાગ્યો.

મેં કહ્યું " પરંતુ કેટલાક લોકોના મનથી તે વખત શક્તિનો દુર્વ્યય નથી. જીવન કરતાં મૃત્યુનો પડદો ભેદવામાં તેમને વધારે રસ પડે છે."

મી. ગાંધીએ જવાબ આપ્યો, "પરંતુ તેમની આસપાસના જાતિ ભાઈઓને વધારે સુખી કરવાના કાર્યોમાં ધ્યાન આપવાની તેમની ફરજ છે."

મેં પૂછયું "મૃત્યુનો અર્થ તેઓ વધારે સારી રીતે સમજે તો તેઓ જાતિ ભાઈઓને સુખી કરી શકે તેમ તમે ધારતા નથી?"

"તે બાબતની તેમને ચિંતા કરવાની નથી. મૃત્યુ મોટી બાબત નથી."

મેં કહ્યું "છતાં આપણે તે વિષે ખૂબ ધુમરાણ મચાવીએ છીએ." પરંતુ મી. ગાંધીએ વિષય બદલ્યો. તે આગળ ચલાવવાની તેની ઇચ્છા નહોતી.

હિંદમાં મેં થોડા મહિના રહેવાનું ધારેલું, પણ લડાઇને અંગે બે વર્ષ રહેવું પડયું. મારા પતિ સખત માંદા થઇ ગયા—લગભગ મરણને કાંઠે પહોંચ્યા. આ માંદગીથી તે ઘણા મહિના અશક્ત રહ્યા. ત્યાર પછી મને, મારી બેનને તથા મારાં છોકરાંને મી. ગાંધીની દેખરેખ નીચે છોડી તે ઇંગ્લંડ ગયા. મારા પતિ મુંબઈથી સ્ટીમરમાં ગયા તે વખતે હું માંદી હતી. મારા પતિ તથા નાના પુત્રની લાંબા વખત સુધીની સારવારથી હું થાકી ગઇ હતી અને હું મેલેરિયાનો ભોગ થઇ પડી.

મી. ગાંધી થોડા દિવસ માટે મુંબઈ આવ્યા હતા અને મારા પતિને વળાવીને તરત જ મારી પાસે આવ્યા. દિવસો વીતવા લાગ્યા છતાં તાવ ચાલુ રહેવાથી મી. ગાંધીને મારા

માટે ખૂબ ચિંતા થઈ. મારી માંદગીનો કટોકટીનો વખત પસાર ન થાય ત્યાં સુધી તેણે મુંબઇ છોડવાની ના પાડી. મને કેમ છે તે જોવા તે હમેશાં આવતા. તે મારી પથારી પાસે બેસીને વાતો કરતા ત્યારે હું સુઇને મારા ગાલપર આંસુ પાડતી હતી. ઓછી સમજણના માણસની માફક હું મૂર્ખ કે નબળા હૃદયની છું તેમ તેણે મને કદિ કહ્યું નહિ. કોઈ નવીન ખબર આપતા કે ગપ્પા મારતા તે મારી પાસે બેસતા અને મને હસાવવા માટે પોતાની વિચિત્રતા કવ-ચિત બતાવતા.

હું જાણુતી હતી કે અમદાવાદમાં તેને અગત્યનું કામ હતું અને મારા ખાતર તે તેપર ધ્યાન આપતા નહોતા. મેં એક વખત તેમને જવાનું સૂચન કર્યું અને કહ્યું કે "જે હિંદી મિત્રની સારવાર નીચે હતી તેના ઘરમાં હું સાજી થઈ જઇશ."

તેણે જવાબ આપ્યો "ના. તમે સાજા ન થાવ ત્યાં સુધી હું તમને મુકીને જઇ શકું નહિ." તાવ ઉતરી ગયો અને મને શક્તિ આવવા માંડી તેમ તેને ખબર પડી ત્યાં સુધી તે રોકાયા.

× × ×

મારા હિંદના વસવાટ દરમિયાન એક દિવસ એવો આવ્યો જયારે મી. ગાંધીની પોતાની જીંદગી ખતમ થતી દેખાઈ. આંતરડાની વ્યાધિથી અડવાડિયાઓ થયાં તે પીડાતા હતા. તેની સેવામાં બે ડૉકટરો ખડે પગે હાજર હતા અને તેને કેમ ખવરાવવું તે બાબત મુંઝવણુમાં હતા. જીવન ટકાવી રાખે

તેવી માત્ર એક ચીજ દુધ હતું તેમ તેઓ માનતા હતા પણ ગાયનું દુધ ન લેવાની તેણે પ્રતિજ્ઞા લીધેલી હોવાથી ડૉક્ટરની દલીલો અથવા મિસિસ ગાંધીએ ધુંટણીએ પડીને કરેલી વિનંતિ તેની પ્રતિજ્ઞા તોડાવી શકી નહિ. તેથી અમે તેના સ્નેહીઓ તેને ક્ષીણ થતા જોઇ રહ્યા. હું તે વખતે બે દિવસની મુસાફરી જેટલી તેનાથી દૂર હતી પરંતુ તેની સ્થિતિના મને વારંવાર ખબર આપવામાં આવતા હતા. પછી તેણે લખાવેલ છેલ્લી વિદાયની એક નાની ચિઠ્ઠી મને મળી. તે મરણ કિનારે હતા અને તે આ જગત છોડી જાય ત્યાર પહેલા મને સ્નેહના શબ્દ મોકલવાનું તેણે ઇચ્છયું. મને અંતરમાંથી કોઈ કહી રહ્યું કે તેનો અંત આવ્યો નહોતો અને તેથી મેં તેને તે પ્રમાણે લખ્યું. સાથે સાથે મેં ઉમેર્યું કે હિંદનું તેનું કાર્ય હજુ પુરું થયું ન હોવાથી તે વિદાય લઇ શકે નહિ.

જે સંજોગોમાં તે સાજા થયા તે બાબત તેણે મને ઘણી મોડેથી વાત કરી. જે દેહ તેને ચિંતા કરાવતો તથા અડચણકારક હતો, તેનો ત્યાગ કરવાને તે ખુશી હતા અને તેથી તેના દેહને બચાવે તેવી વસ્તુ માત્ર દુધ હોય તો તે લઇને તેણે પોતાની પ્રતિજ્ઞા તોડવાની ના પાડી. પછી તેણે કહ્યું, "બાએ રસ્તો શોધી કાઢયો" તેણે મને કહ્યું, "તમારી પ્રતિજ્ઞા ગાયના દુધ સંબંધી છે પણ બકરીના દુધ સંબંધી નથી. તેથી તમે બકરીનું દુધ લઇ શકો છો અને

છતાં તમારી પ્રતિજ્ઞા પાળી શકો છો." તેણે આંખનો પલકારો મારીને તથા પોતાની તબિયતના માટે મિસિસ ગાંધીએ જે સૂક્ષ્મ ભેદ શોધી કાઢયો હતો તેના માટે તેને વખાણતા હોય તેવા ભાવવાળા અવાજે કહ્યું, "તમે સ્ત્રીઓ બહુ હઠીલી તથા હુશિયાર છો." સદ્ભાગ્યે બકરીનું દુધ બહુ અસરકારક નીવડયું અને ધીમે ધીમે તે તદ્દન સાજા ગઇ ગયા.

લડાઈ પછી બની શકે તેટલું જલ્દી ઇંગ્લંડ પહોંચવાની મારી ચિંતાથી મી. ગાંધી અજાણ નહોતા અને મારા પતિને ફરીથી મળવાની મારી ઇચ્છા પ્રત્યે તેની સહાનુભૂતિ હતી. અમારે ઘણી વખત લાંબો વિયોગ ભોગવવો પડયો હતો. તે બાબત તે વારંવાર દિલગીર થતા. તેને આશા હતી કે એક દિવસ એવો આવશે કે જ્યારે અમે સાથે સ્થિર થઇને રહી શકશું. છતાં કોઈ વાર તે ચીડાવવા માટે કહેતા કે, "તમારા માટે વિયોગ સારો છે કેમકે તેથી પરિણિત જીવન કંટાળા ભરેલું બનતું નથી."

મેં એક વખત જવાબ આપ્યો, "એ બધું તો ઠીક. પણ વિયોગથી પ્રેમ બંધાય છે તેમ અદૃશ્ય પણ થાય છે."

તેણે કહ્યું, "તમારી બાબતમાં તે સંભવિત નથી તે હું જાણું છું. હેન્રિ ખૂબ વફાદાર છે."

મેં તરત જ જવાબ આપ્યો, " તો હું નથી એમ તમે કહેવા માગો છો? પુરુષોમાં ઉચ્ચ ગુણોનો ઇજારો હોય તેમ તમે માનતા હો તેમ મને કેટલીક વાર નવાઇ લાગે છે!"

" જો તમે હેન્રિ પ્રત્યે વફાદાર ન હોતો આ કિસ્સામાં તમે તે સાબીત કરશો."

આ ટીકાથી હું ચૂપ થઇ ગઇ.

લડાઇ પૂરી થઇ ને હિંદ અને ઇંગ્લંડ વચ્ચેની ઉતારુઓની સ્ટીમર ચાલુ થઈ કે તરત જ મી. ગાંધીનો પત્ર મને મળ્યો. તેમાં નીલગીરીનો મારો નાનો બંગલો છોડી એકદમ મુંબઈ આવવાનું લખ્યું હતું. મુસાફરી બે દિવસની હતી. લગભગ બે વર્ષ થયાં મેં તેને જોયા ન હતા. તેથી છ અઠવાડિયા પછી જ્યારે હું તેને મળી ત્યારે તે મને માંદા તથા નબળા જણાયા. પરંતુ તેણે તો કહ્યું કે તેની તબિયત તદ્દન સુધરી ગઈ છે. તેણે મારા માટે તથા મારા નાના કુટુંબ માટે ખૂબ લાગણી બતાવી.

જે ભયંકર ઇનફ્લ્યુએન્ઝાએ હિંદને ઉજ્જડ કરી નાખ્યું હતું તેની હમણાં જ સમાપ્તિ થઇ હતી અને કુનુરની ટેકરી પર—જ્યાં હું રહેતી હતી—મેં તેની હૃદયભેદક અસર જોઈ હતી. આવી આફત સમયે મનુષ્યોની અનાથ અવસ્થાની મારા પર ઊંડી દુઃખદ અસર થઇ હતી. જીવન કરતાં મૃત્યુ વધારે ચોક્કસ જણાતું હતું કેમકે કુનુરમાં જીવતા રહેલ મનુષ્યો કરતાં મૃત્યુ પામેલાની સંખ્યા વધારે હતી. હું, મારી બેન, મારાં બે બાળકો અને મારા માણસો—બધાં—આ હુમલામાંથી મુક્ત રહ્યા નહોતા; પરંતુ સદ્‌ભાગ્યે બધાં સાજા થઇ

ગયાં હતાં. વૈદક જાણનાર કોઇ માણસ મળી શકે તેમ ન હોવાથી અમને આવડે અને મળી શકે તેવા ઉપાયો અમારા નાના ઘર માટે મેં તથા મારી બેને અજમાવ્યા. હું કોઈ પણ જાતની સરકારી નોકરી સાથે સંબંધ ધરાવતી ન હોવાથી, યુરોપિયનોએ મારો બહિષ્કાર કર્યો હતો. તેઓ જાણતા હતા કે મારા પતિને મી. ગાંધી સાથે દક્ષિણ આફ્રિકામાં નિકટનો પરિચય હતો, તેથી તેમની પાસેથી મને મદદ મળી શકે તેમ નહોતું. તેથી દુઃખના છ અઠવાડિયાં મારે તથા મારી બેનને એકલાં વીતાડવાં પડયાં. માંદગીને અંગે લગભગ એક મહિના સુધી નોકરો કામ કરી શકે તેમ નહોતા અને તેથી અમારે છોકરાં ઉપરાંત તેમની સારવાર કરવાની હતી. કોઈ પણ જાતનું બળતણ અમે ખરીદી શકયા નહોતા—બળતણ વેચનારા માંદા અથવા મરી ગયેલ હોવાથી ખરીદવા જેવું કશું નહોતું—તેથી મારા બટલરના (રસોયાના) સગા આઠ વર્ષની ઉમરના નાના છોકરા પર અમારો બધો આધાર હતો. માંદાં માણસો માટે, દુધ ગરમ કરવા માટે કે કાંજી કરવા માટે તે પાસેના જંગલમાં જઈ થોડાં લાકડાં વીણી લાવતો. બીજી રસોઇ કરવાની અમે માથાકૂટ કરતા નહિ.

આમાંની કેટલીક બાબતો મી. ગાંધીને કહેતાં તેને દુઃખ તથા સંતાપ થયાં. અમારા સંબંધી ચિંતા વધારવાની હોય તેમ અમે પહોંચ્યા ત્યારે મુંબઈમાં કોલેરા ચાલતો હતો અને અમે શહેરમાં રહીએ તો તેને ભય લાગતો હતો.

તેણે કહ્યું, "હું તમને આહીં રાખી શકતો નથી. આગબોટ મળે ત્યાં સુધી તમારે માથેરાન જઇને રહેવું પડશે.

આ નવી મુશ્કેલી હોય ત્યાં તમને આહીં રાખવાની જોખમદારી હું લઇ શકતો નથી. માટે ત્યાં જવાની મેહેરબાની કરીને ગોઠવણુ કરો."

મેં વાંધો લીધો, "પણ મારી પાસે પૈસા નથી તેનું મારે શું કરવું?"

"તેની તમારે ચિંતા કરવાની નથી. હું ગમે તેમ કરી તેની વ્યવસ્થા કરીશ. મારે તો ફક્ત તમને સાજા રાખવા છે."

મે પૂછ્યું, "અને ઘેર જવાની ગોઠવણુનું શું? તે વિષે મારે શું કરવું?"

"તમારી ટીકીટનું નક્કી કરવા માટે તમારે બોર્ડ પાસે જવું પડશે. પણ તરતની સ્ટીમરમાં જવા માટે તમારે પહેલવહેલાં તો તાકીદના ડૉકટરી સર્ટિફીકેટની જરુર પડશે. શું થઇ શકે તે આપણે જોઇએ."

હું મી. ગાંધી સાથે વાત કરતી હતી તે દરમિયાન પણ મારે શું કરવું તેના વિચાર તેના મનમાં ઘોળાયા કરતા હતા. તે તેની માંદગીની પથારીમાંથી કોઈને સંદેશો તો કોઇને ચિઠ્ઠી મોકલતા હતા. બીજે દિવસે બે ડૉકટરો તથા ઉતારુ-ઓની બોર્ડને મળ્યા બાદ હું માથેરાન ગઇ. ત્યાં આગબોટની રાહ જોઈને હું છ અઠવાડિયા રોકાણી. દર અઠવાડિયે હું મી. ગાંધીને મળવા તથા બીજા કાર્યો માટે મુંબઇ આવતી.

એક વખતે બહુ હતાશ થઈ જવાથી, હિંદુસ્તાનમાં કાલિની પૂજાનું કારણુ હું સમજી શકી છું તેમ મેં તેને કહ્યું, મૃત્યુ સર્વત્ર એટલું નજીક અને સહેલું દેખાય છે અને જીવન મુશ્કેલ જણાય છે, પણ તેણે જરા દિલગીરીથી કહ્યુ, "પણ તમે

તેનાથી દૂર ભાગી શકતા નથી. તમારે ફરીથી પાછા આવવું પડશે."

મેં તેને જવાબ આપ્યો નહિ અને થોડી મિનિટ અમે શાંત બેઠાં. તેણે પછી કહ્યું, "એક વખત હું એમ ધારતો કે આ જન્માં જ હું પુનર્જન્મનું ચક્ર પુરું કરી શકીશ. હવે મને લાગે છે મારાથી તેમ બનશે નહિ અને મારે પાછા આવવું પડશે. આપણે તે છોડી શકતા નથી પરંતુ મને આશા છે કે મારે એક જ વખત ફરીથી આવવું પડશે."

મેં કહ્યું "હું જીવનથી કંટાળી છું એમ નહિ. મારા મનથી તો જીવનમાં કંઇક સૌન્દર્ય છે. જન્મ અને પુનર્જન્મના વિચારથી હું દિલગીર થતી નથી પરંતુ અહીં મૃત્યુ ઝડપથી નગ્ન સ્વરુપમાં આવે છે. તેને તાબે થવું મને સહેલું લાગે છે."

મી. ગાંધીએ જવાબ આપ્યો "તે તમને શોભતું નથી. તમારી કલ્પના તમને ભીરુ બનાવે છે. તમારી શ્રદ્ધા કયાં ચાલી ગઈ?"

"મને ભય લાગે છે કે આ સમયે તે નબળી પડી ગઈ છે."

"ચાલો, ચાલો! તમે તમારી જાત પ્રત્યે વફાદાર થતા નથી. હું તમને તે રીતે વાત કરવા દઈ શકું નહિ."

આખરે મારે હિંદુસ્તાન છોડવાનો દિવસ આવ્યો. મી. ગાંધી હજુ બહુ તકલીફ લઇ શકે તેમ નહોતા, તેથી હું મારાં બાળકો સાથે તેની વિદાય લેવા ગઈ. હું માનું છું કે અમારા બન્નેના મનમાં એક જ વિચાર હતો કે "અમે ફરીથી જીવતાં મળીશું?"

# લેખકનાં અન્ય પુસ્તકો

૧. હરીન્દ્રનાં નાટકો

૨. બૂકર. ટી. વૉશિંગ્ટનનું આત્મચરિત્ર ( પૂર્વાર્દ્ધ )

૩. ગોખલેજીનાં સ્મરણો

૪. જામનગરનું સૂર્યગૃહ

૫. વિશ્વદર્શન

હવે પછી.

૬. બૂકર. ટી. વૉશિંગ્ટનનું આત્મચરિત્ર (ઉત્તરાર્દ્ધ)

૭, અમેરિકાનો પ્રવાસ

૮. મહર્ષિ રમણનાં જીવનપ્રસંગો

૯. આલમની અજાયબીઓ

૧૦. ખોરાક

૧૧. લી ઓ પાડીંના સંવાદો

૧૨. હળવા નિબંધો

૧૩. હરીન્દ્રનાથનાં વધારે નાટકો

૧૪. મહાપુરુષોની ન જણાયેલ વાતો

## બૂકર. ટી. વૉશિંગ્ટન ( પૂર્વાર્દ્ધ )

**કીંમત રૂા. ૧-૧૨-૦**

અનુવાદ પર ઘણી મહેનત લેવાઇ છે. પરિણામે વિદ્યાર્થિઓ પાસે મુકવા જેવું એક જીવન ચરિત્ર આપણને પ્રાપ્ત થયું છે. **જન્મભૂમિ**

અમેરિકાના મહાન લોકસેવકની આત્મકથાની આ બીજી આવૃત્તિ છે. પ્રથમ આવૃત્તિ અવનતિમાંથી ઉન્નતિમાં જવા ઇચ્છનાર પ્રજાવર્ગના વાચન માટે પ્રેરક અને મૂલ્યવાન હતી. + + આવું ઉપયોગી પુસ્તક ફરી પ્રસિદ્ધ કરી વાચકો ઉપર ઉપકાર કર્યો છે. **ગુજરાત**

જે કોઇ એ પુસ્તક સાદ્યંત વાંચી જશે તેને જરૂર તેમાંથી કાંઇ ને કાંઇ નવીન પ્રેરણા કે પ્રોત્સાહક વિચાર પ્રાપ્ત થશે. **બુદ્ધિપ્રકાશ**

## જામનગરનું સૂર્યગ્રહ

**કીંમત ૦-૨-૦**

માનવસેવા અર્થે બાંધેલા સૂર્યગ્રહનો ટુંકો અને સચિત્ર અહેવાલ છે + + ને આ જનસેવા માટે અભિનંદન. **ગુજરાત**

લેખકે સાર્વજનિક માહિતી માટે કરેલા આ જરૂરી પ્રયાસને કારણે સર્વત્ર વધારે જાણીતું અને કાર્ય સાધક નીવડો એમ ઇચ્છીશું. **માનસી**

આ પુસ્તિકા દરેકને ઉપયોગી છે. આવાં પુસ્તકોનો ઘેર ઘેર પ્રચાર થવાની ઘણી જરૂર છે. **સ્ત્રીબોધ**

હિંદના આ ઉપચારગૃહ વિષે લોકોનું ધ્યાન ખેંચવા લોકકલ્યાણાર્થે આ પુસ્તિકા પ્રસિદ્ધ કરી હોય એમ લાગે છે. **ગુજરાતી**

શિષ્ટ સાહિત્ય જ

જીવનકલ્યાણનો માર્ગ છે

એવું એકધારૂં શિષ્ટ ભાવનાવાહી

સંસ્કારી સાહિત્ય

# કલ્યાણ ગ્રંથાવલિ.

વિવિધ ગ્રંથોદ્વારા આપે છે

કે જે સાહિત્યથી તમારા જીવનનાં પ્રત્યેક

વ્યવહારમાં–સ્ત્રીઓમાં–પુરૂષોમાં–વૃદ્ધોમાં

અનેરી ભાવના પ્રગટાવી નવચેતના સ્ફુરશે.

ઘેરબેઠાં ૧૨૦૦ પાનાનું વાંચન

વિવિધ ગ્રંથોદ્વારા રજુ કરે છે. ! !

વાર્ષિક લવાજમ

| દેશમાં | | પરદેશ |
|---|---|---|
| ૪-૦-૦ | કાચુપૂંઠું | ૬-૦-૦ |
| ૫-૦-૦ | પાકુપૂંઠું | ૭-૦-૦ |

લખો.

:: કલ્યાણ પ્રકાશન મંદિર ::

ઘી કાંટા :: :: :: અમદાવાદ.

